## કાંઈક કહેવાનું

આઝાદી અને લોકશાહીના આદર્શો માટે ખેલાયેલા અણનમ અને અનોખા સંગ્રામો માટે ગુજરાતી પ્રજા ગૌરવાન્વિત છે. માભોમની આઝાદી–આબાદીમાં આ યુગના કલમબાજોએ અને પ્રતિભાશાળી અગ્રણી સ્ત્રી પુરુષોએ પોતાનાં કલમ અને વાણીથી જનતામાં ચેતન આણી પ્રાણ પૂર્યા છે. પદ્મભૂષણ શ્રીમતી હંસાબહેનનું નામ એમાં મૂકી શકાય; મૂકવું જ જોઈએ. વળી "માનવતાના હક્કો"નાં હિમાયતી તરીકે તેઓ ભારતભરમાં જાણીતાં છે.

તેઓ માટે કંઈક લખવું એમ શ્રી. ચ્યવનરાય શુકલે સૂચન કર્યું. શ્રી નીતમકાન્ત સાહિત્યવિલાસીએ લખી આપવાનું માથે લીધું. અને અમે વિગતો એકત્ર કરવા મંડી પડયા. ' "વિદ્યાપીઠનાં વિધાતા" પુસ્તકનો આમ જન્મ થયો.

જનતા પ્રકાશન પ્રમાણમાં નાની ઉગતી સંસ્થા છે. સાધનો મર્યાદિત છે. ધીમે ધીમે, કેટકેટલીય પ્રતિકૂળતાઓ છતાંય, એ એનો માર્ગ કાઢી રહી છે. એણે પ્રગટ કરેલાં પુસ્તકો જનતાને ગમ્યાં છે. જનતાએ તેને આવકાર્યા છે. "તિલાંજલિ" દારૂબંધીની એકાંકી નાટિકાની ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ રહી છે; "માનવતાનું પુષ્પ" બીજી આવૃત્તિ પ્રેસમાં છે અને "વીર વિદ્યાર્થી"ની ત્રીજી આવૃત્તિ છપાવવાની તૈયારીઓ ચાલી રહી છે. 'કવિવર રવીન્દ્રનાથ ટાગોર':

ગરવી ગુજરાતણો અને ગરવા ગુજરાતીઓ સમક્ષ રજૂ કરી ગૌરવ અનુભવીએ છીએ.

થોડા સમયમાં અમારો મનસુબો: (૧) આર્ષદૃષ્ટા સયાજીરાવ ગાયકવાડ (૨) ભક્ત કવિ દયારામ (૩) સ્વામી વિદ્યાનંદજી (૪) કવિવર ટાગોર: વ્યક્તિ અને વિચાર (૫) 'ગુજરાતના સુકાની' [મંત્રીઓ અને ઉપમંત્રીઓનાં રેખાચિત્રો] વગેરે જનતા જનાર્દનને ઉપયોગી પુસ્તકો જનતાપ્રકાશન શ્રેણીદ્વારા પ્રકટ કરવાનો છે.

અત્રે ભાઈ શ્રી કુમુદચંદ્ર મહેતા, શ્રી ભૂપેન્દ્રરાય પાઠક, શ્રી. મૂળજીભાઈ શાહ અને સુંદર છાપકામ માટે ડાયમંડ પ્રેસવાળા શ્રી સુરેશભાઈ પરીખનો આભાર માનું છું. રાજ્ય સરકારના માહિતી સંચાલક મુરબ્બી શ્રી મણીલાલ શાહે વારંવાર કરેલા સૂચનો માટે તેમનો ઘણો ઋણી છું. સાથે વડોદરાના શ્રી રમણીક દેસાઈનો આભાર.

ભારતની અને ખાસ કરીને ગુજરાતીભાષી યુવતીઓને "વિદ્યાપીઠનાં વિધાતા" અનુકરણીય, પ્રેરણાદાયી અને પ્રોત્સાહક નીવડશે.

રથયાત્રા
તા. ૩-૭-૬૨

ઉપેન્દ્ર પરીખ
જનતા પ્રકાશન-વડોદરા



# પ્રસ્તાવના

સાહિત્ય-કુંજે ટહુકયાં હોય ને સમાજ-પટાંગણે ઝઝૂમ્યાં હોય, રાજકારણની આંટીઘૂંટીઓ વચ્ચેથી દેશભક્તિના મંત્રો ગાતાં ગાતાં તપસ્વિની બનતાં રહ્યાં હોય અને કેળવણીના છોડને ખિલવી ખિલવી પ્રસારતાં રહ્યાં હોય એવાં સ્ત્રીરત્નોમાં હંસાબહેનને શોધવાં પડે ખરાં?

વિશ્વમાં સ્ત્રીશક્તિનું પ્રાકટ્ય તો વિશ્વની સાથેસાથ જ થયું છે.

અનેક કાળે તે શક્તિએ અસમાનતાના આવરણો વચ્ચે ડૂબતાં રહેવું પડયું છે. સ્ત્રીસમાજની ડૂબતી નૈયાને સપાટી પર લાવવાના યુગે યુગે મહાપ્રયાસો થયા છે ને મહા શક્તિઓએ તે સમે વિદ્યુતનાં રૂપ લીધાં છે. આ સત્ય દેશ દેશની પૌરાણિક કથાઓમાં ને ઇતિહાસની કંડિકાઓમાં નજર કરવાથી જણાઇ આવે છે.

આવાં સત્યોને વિવિધ પ્રકારની વાદળીઓથી દૂર રાખવા માટે શિક્ષણને આવશ્યક માની જગતના નારીરત્નોએ તેની જ પૂજા પ્રસારવાના યત્નો કર્યા છે.

હંસાબહેન પણ એ વિભૂતિઓમાંના એક.

પાંત્રીશ વર્ષ પૂર્વે સાનફ્રાન્સિસ્કો ને અમેરિકાની મહિલા પરિષદોમાં એમણે ઉઠાવેલા પ્રશ્નોએ ભારતના જ નહિં, વિશ્વના મહિલા મંડળોમાં, "શિક્ષણની જ્યોતિ ઝબૂકવી જોઇએ" આ હાક વગડતી કરી.

"સાવિત્રી" નાટકમાં એમણે ભાખેલુ "દેશને જો દેવ કરશો તો થશે ભેદભાવ સૌ નષ્ટ" આ ભવિષ્યવેત્તા-હંસાબહેનને સાહિત્ય-

કુંજેથી ઊડી શિક્ષણક્ષેત્રે આગેકદમ બઢાવતા જોનારાઓએ એમની તપશ્ચર્યામાં વિદ્યાપીઠના વિધાન પારખ્યાં.

દેશભક્તિની અહાલેક ઝીલનારાં હંસાબહેનમાં દેશભક્તોએ વિદ્યાપીઠની અદ્ભુત શક્તિ જોઇ.

વડોદરાની વિદ્યાપીઠ એટલે ગુજરાતનું વિશ્વ વિદ્યાલય.

તક્ષશીલા, નાલંદા, વિક્રમશીલા, વલભી ઇત્યાદિ નગરોના ઐતિહાસિક વિશ્વ વિદ્યાલયોનું મહત્ત્વ ગાનારાઓએ "બરોડા યુનિવર્સિટિ"ને અવતાર લેતી જોઈ હંસાબહેનને ઉદ્દેશી સહર્ષ ઉદ્ગાર કાઢયાઃ "વિદ્યાપીઠનાં વિધાતા."

એ સમયના એ ઉદ્ગાર કોના કોના મુખમાંથી બહાર સર્યા હતા, તે તો અમને યાદ રહ્યું નથી.

યાદ રહ્યું છે તે આ પુસ્તકને નામસંસ્કરણથી વિભૂષિત કર્યું છે.

આનાથી વિશેષ તો આ પુસ્તકનું વાચન કહેશે.

તા. ૧–૭–૬૨
અમદાવાદ

**નૌતમકાન્ત સાહિત્યવિલાસી.**

ત્રીજી આવૃત્તિ

છપાય છે.

ડૉ. જીવરાજ મહેતાનું સંક્ષિપ્ત સચિત્ર જીવન ચરિત્ર

લેખક: મદન પરીખ બી. એ.

કિંમત રૂ. ૧-૦૦

વીર વિદ્યાર્થી

"વીર વિદ્યાર્થી" એવા નામ સાથે ગુજરાત રાજ્યના પ્રથમ મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતાનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર પ્રસિદ્ધ થયું છે. આ નાનું પુસ્તક ઘણી રસપ્રદ માહિતી આપે છે. ચરિત્ર નાયકના વ્યક્તિત્વ વિષે તેમાંથી ખ્યાલ મળી રહે છે. શ્રીમતી હંસાબહેન મહેતાનો પરિચય પણ તેમાંથી મળી રહે છે. ગુજરાતના છેલ્લા ઇકોતેર વર્ષના ઇતિહાસમાં મુખ્ય પગથિયાંઓનો તેમાંથી ખ્યાલ મળે છે. ગુજરાતીઓને રસ પડે તેમ જ તેમને પ્રેરણા મળે એવી આ કૃતિ આવકારને પાત્ર છે.

'પ્રભાત' ૧૩-૧-૬૧

*　*　*

"વીર વિદ્યાર્થી"માં ડૉ. જીવરાજના વિદ્યાર્થી જીવનનું વૈવિધ્ય દર્શન થાય છે. આ નાના પુસ્તકમાં ડૉ. જીવરાજની વિદ્યાર્થી, સામાજિક, તબીબી સેવા અને માનવકલ્યાણ, તેમજ મુબઈના નાણાં પ્રધાન બન્યા એ બધાં વિવિધ પાસાંઓનુ લેખકે સુંદર, સરળ શૈલીમાં આલેખન કર્યું છે.

આ પુસ્તક દ્વારા ડૉ. જીવરાજ એક વ્યક્તિ મટી સમષ્ટિ રૂપે આપણી સમક્ષ આવે છે. ભાવિ પેઢી માટે એમનું વિદ્યાર્થી જીવન પ્રેરક નીવડશે.

'લોકસત્તા' ૩-૨-૬૧

# અનુક્રમણિકા


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | જીવનરેખા કહું? ... ... ... | ૧૧ |
| ૨ | એમણે કર્યું શું? ... ... ... | ૧૩ |
| ૩ | ઇતિહાસદર્શન ... ... ... ... | ૧૫ |
| ૪ | બાલ્યાવસ્થા ... ... ... ... | ૨૦ |
| ૫ | શિક્ષણ ... ... ... ... | ૨૪ |
| ૬ | સર મનુભાઈ ... ... ... ... | ૨૬ |
| ૭ | કૉલેજ જીવન ... ... ... ... | ૩૦ |
| ૮ | પરદેશમાં વિક્રમ ... ... ... | ૪૧ |
| ૯ | લગ્ન ... ... ... ... | ૪૯ |
| ૧૦ | મુંબઇમાં કર્તવ્યભૂમિ ઊભી કરી ... ... | ૫૮ |
| ૧૧ | કૉંગ્રેસની લડતમાં ... ... ... | ૬૮ |
| ૧૨ | રાજકીય સુધારા અને વ્યક્તિગત સત્યાગ્રહ ... | ૮૩ |
| ૧૩ | પત્રકારત્વ અને સાહિત્યક્ષેત્ર... ... ... | ૮૭ |
| ૧૪ | હંસાબહેન, કલા અને કલાપ્રેમ ... ... | ૯૪ |
| ૧૫ | સંયુક્ત રાષ્ટ્રસંઘ–માનવહક્કો અને શ્રી હંસાબહેન ... | ૧૦૧ |
| ૧૬ | મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ... ... | ૧૧૦ |
| ૧૭ | પદ્મભૂષણ હંસાબહેન ... ... ... | ૧૨૦ |
| ૧૮ | વ્યક્તિત્વ અને સ્વભાવ ... ... ... | ૧૨૩ |


*

# વિદ્યાપીઠના વિધાતા



या विद्या विबुधाश्रिता बहुविधा विद्यार्थिभिस्संश्रिताः
यासां सात्त्विकराजसादिविविधाकारा विभान्त्यद्भुताः ।
तासामुत्तमशिक्षणं विदधती हंसीविवेकाश्रिता
हंसारूढसरस्वती विजयते विद्याकुलाधीश्वरी ॥

—रामस्वामी शास्त्री

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्याभोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥

*

( શિખરિણી )

સખિ મોઘું તારું, જગતભરમાં રૂપ મધુરૂં
અને આબાદીનું, અદ્દભુત સખિ શુભધન તું.
તને પામે તેને, યશ કુસુમ તું અર્પણ કરે,
સખિ ભોગી તારાં, તન મન સુખે સિંચન કરે.
ગુરૂની ગુરૂ તું, જનક જનની બંધુ–ભગિની
અહીં કે વિદેશે, દિવસ રજની સર્વ ઘડિયે
સદાની સાથી તું, ગગન જલધી ભોમપટમાં
સચિવો મંત્રીઓ, પુજન કરતા વંદન કરી
મનુષ્યોની કાયા, જિવન પશુનાં જ્યાં તું ન હરી
મહામૂલી વિદ્યા, રટણ કરતા તારૂં સખિરી !

*

## ૧. જીવનરેખા કહું ?

"Fame is the fragrance
Of heroic deeds,
Not of weeds, but
Of Chivalry and deeds"

આ સુપ્રસિદ્ધ પંક્તિઓ પરથી આપણે તારવીએ: 'જ્ઞાન અને કર્તવ્યના આડંબરો ચિત્રનાં પુષ્પો પેઠે સુશોભિત લાગે છે એટલું જ. બાકી એ પુષ્પો સુવાસ આપનારો ગુણ ધરાવતાં નથી. એ ગુણ માટે તો નક્કર જ્ઞાનની અને સંનિષ્ઠ કર્તવ્યની ઉપાસના આવશ્યક છે.' પણ, એવી ઉપાસના કરનારી વ્યક્તિ લાખમાં એકાદ હોય છે. એ એકાદને વીણી લેવાનું કામ સરળ હોતું નથી; કેમકે, આડંબર ભરપૂર અનેક વ્યક્તિઓ લાખની સંખ્યામાં જ્યાં ને ત્યાં નજરે પડતી જ હોય છે.

આડંબર રહિત જ્ઞાની અને કર્તવ્યશીલ વ્યક્તિનું જીવન અનેક માટે માર્ગદર્શક બને છે.

ભારતીય સ્ત્રીઓએ અનુકરણ કરવા યોગ્ય એક અદ્ભુત જીવન હું તમારી આગળ વર્ણવું ?

તમે તો મને સામેથી પૂછશો કે માતૃકુલ માટે મહાત્યાગ કરનારી નાગકન્યા મનસાને હું વર્ણવવા ચાહું છું કે કર્મકાંડનો સિદ્ધાંત સાત સાગર ને નવખંડ ધરતી પર પ્રસારવા તત્પર બનેલી મંડનમિશ્રની પત્નિ ભારતીની ઇતિહાસ-ગાથા ? 'ગીતગોવિંદ'કાર જયદેવની અનુપમ-સ્થિતિમાં દક્ષિણના સંગીતકલા-સ્વામીનો પરાભવ કરનારી સંગીત–

સમ્રાજ્ઞિ પદ્માવતીનું જીવન કહેવા માગું છું કે ગુજરાતી કવિતાની રસજ્યોત જગાડનારી મીરાંનું ?

ના, હું તો ભારતીય સ્ત્રીનું પ્રતિક બની વિશ્વનાં સંસ્કારનાં અને શિક્ષણનાં કેન્દ્રોને અવલોકવા પાછળ કર્તવ્યશીલ રહેલાં એક સર્વ-સામાન્ય સન્નારીનું જીવન ચરિત્ર કહેવા ઉત્સુક બન્યો છું.

તમે પુનઃ પ્રશ્ન પૂછશો કે એ કોણ ?

હું નામ કહીશ કે તરત જ તમે કહેશો કે એ જ્યોતિર્મયી તો સુકન્યાઓના સમુદાયોમાં અને વનિતાઓના સમૂહોમાં ખ્યાતનામ છે.

તમે એ પણ કહેશો કે એમની જીવનરેખા પણ આધુનિક યુગબાલ અને બાલાઓથી અપરિચિત નથી.

જાણે બધાંએ સરિતા વહંતી,
તોયે કવિતા મહીં વર્ણવાતી,
એનું વહેવું અવનીની શોભા
સંગીત એનું અમિથી ભરેલું
છે લોકમાતા ગિરિની દુહિતા
એ ગીત મીઠું નથી કોણ ગાતું ?

## ૨. એમણે કર્યું શું ?

વિશ્વે વિચારો તણી નિર્ઝરિણી,
શ્રદ્ધાની જ્યોતિ પ્રસરાવનારી,
યાત્રા કરે છે જન સિદ્ધિ કાજે
સિદ્ધિ તણા પંથ જુદા જુદા છે.

અસંખ્ય સુશિક્ષિત સંસ્કાર મૂર્તિઓ જેમની જીવનરેખાથી સુપરિચિત છે ને એટલી જ બહેનો જેમને આધુનિક સન્નારીનું ઊંચું દૃષ્ટિબિન્દુ માને છે એવાં એ જ્યોતિર્મયીએ પ્રવાસની મુસીબતો વેઠી વેઠીને દુનિયાની અભ્યાસ ભરપૂર સફરો કરી છે.

જગતની સફર તો અનેક બહેનોએ કરી છે પણ હું જેમની ચરિત્રકથા કહી રહ્યો છું તે બહેને તો એકલવાયો પ્રવાસ ખેડયો છે.

પ્રવાસ ખેડીને એમણે કર્યું શું ?

પરદેશોમાં આપણા લોકો માટે જે સાવ ખોટા ખ્યાલો જામ્યા હતા, તે દૂર કરવાના એમણે અથાગ યત્નો આરંભ્યા. આપણા દેશનેતાઓ અને કવિઓ માટે જે મિથ્યા પ્રચાર પ્રવર્તતો હતો તેને તે ઉચ્છેદવાનો પ્રયાસ કર્યો.

સ્વામી વિવેકાનંદે અને સ્વામી રામતીર્થે વિદેશોમાં ભારતવર્ષના તત્ત્વજ્ઞાન પ્રસાર્યાં.

આપણા આ ગ્રન્થનાં ચરિત્રનાયિકાએ પૂર્વ અને પશ્ચિમ-બન્ને દિશાઓમાં વસતી જનતાને ભારતની અસ્મિતાનું ભાન કરાવ્યું; અને માનવબંધુત્વની હાક વગાડી.

પૂર્વનાં અને પશ્ચિમનાં વિશ્વવિદ્યાલયો એમણે અવલોક્યાં ને કેટલાંય વર્ષોની તપશ્ચર્યાના અંતે ભારતના ગુર્જર પ્રદેશે નિર્મળ

હાસિક આધારો પર દોરવાઇ જઇને કોઈ કોઈ ઇતિહાસવિદ્ નાગરોને નાગજાતિનાં મનાવે છે. પણ નાગર જ્ઞાતિના કોઇ ઇતિહાસમાં એ વાતનું સમર્થન કરનારો ઉલ્લેખ થયો નથી. બીજા મતનું કથન છે કે નગરમાં વસનારાં તે નાગર. આ કથન વધારે આધારભુત લાગે છે. કેમકે ગુપ્ત સમ્રાટોના સમયમાં આજના ગુજરાતનો ઉત્તર વિભાગ આનર્ત નામે ઓળખાતો હતો.

આનર્તના પાટનગરમાં એક વિદ્યા કેન્દ્ર હતું. પાટનગર આનંદનગર નામે પ્રખ્યાત હતું. ગુપ્તકાલીન આનંદનગર કેટલાંક વર્ષો પછી વડનગર નામે ઓળખાયું. આ નગરના વિદ્વાન બ્રાહ્મણોને બહારનાં ગામ કસ્બાઓમાં માનભરી રીતે બોલાવી વસાવવામાં આવ્યા. જ્યાં જ્યાં તેઓ વસ્યા ત્યાં ત્યાં તેઓ નગરમાંથી આવેલા નાગરિક અથવા તો નાગર નામે ઓળખાવા લાગ્યા.

નાગ લોકો સુસંસ્કારી, સુશિક્ષિત, સુંદર રાજનીતિજ્ઞ અને શિવ-પૂજકો હતાં. તેઓ કશ્યપ કુલનાં બ્રાહ્મણો હતાં; પણ નાગરો અને નાગ એક પ્રજા છે, એમ કહેવું નિરાધાર છે. કેમકે તેમનાં મુખ વચ્ચે મળતાપણું જડતું નથી.

આર્યોની નવ શાખાઓ ભારતમાં પ્રસરી. એ નવમાં એકના અગ્રેસર કશ્યપ હતા. નાગના આદિ પુરુષનું નામ પણ કશ્યપ અપાયું છે. હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપના પિતાનું નામ પણ કશ્યપ હતું. આ એક જ કશ્યપ કે જુદા જુદા, એ એક પ્રશ્ન છે. પણ એ પ્રશ્નને જેમનો તેમ મૂકી ગુજરાતના ઇતિહાસમાં નાગર નામ ક્યારે ચમકી ઊઠ્યું તે તરફ વળીએ.

ગુજરાતમાં યાદવ, નાગ, શક, હૂણ અને સિથિયન રાજસત્તાઓ ઝબકીને અલોપ થઇ પણ એમના યુગમાં નાગરોનો ઉલ્લેખ થયો નથી. ગુર્જરો અને ચાવડાઓના યુગમાં નાગર જ્ઞાતિ અસ્તિત્વમાં જણાતી નથી.

નવમા શતકમાં સોલંકી વંશના મૂળરાજે પંજાબના ગુજરાત

ગામેથી અણહિલપુરમાં આવી ગુજરાત રાજ્યની સ્થાપના કરી. એ યુગમાં ભાભ, લૂલ અને માધવ આ ત્રણ નામ સહેજ ચમકારો કરી અદશ્ય થયાં. એ ત્રણે રાજ્યના મંત્રીઓ હતા. પટ્ટણાધિશના રાજ-પુરોહિત સોલ પણ નાગર હતા. કુમારપાલના મહાઅમાત્ય દાદક મહેતા નાગર બ્રાહ્મણ હતા. દાદકનો પુત્ર મહાદેવ માળવાનો દંડ-નાયક હતો.

સોલંકીવંશ આથમી ગયા પછી વાઘેલાઓના અમલમાં, અન્ય રાજપૂત રાજાઓના સમયમાં અને મુગલ સલ્તનત તથા પેશ્વાઇના કારોબારમાં પણ ક્યાંક ક્યાંક નાગર નરવીરો મુસદ્દી તરીકે ચમક્યા છે.

જૂનાગઢની નવાબી અને અમરજી દીવાન તો ઇતિહાસનું અદ્-ભુત પાનું છે.

નાગર નરરત્નોમાં અમરજી દીવાનનું નામ ઇતિહાસના પાનેથી ખસેડ્યું ખસે નહિ એવું જ્વલંત છે.

૧૯મા શતકમાં નાગરોનું તેજ રાજકારણ ઉપરાંત સાહિત્યક્ષેત્રે પણ ઝળહળી ઊઠ્યું.

નર્મદાશંકર, ભોળાનાથ, નવલરામ નંદશંકર, રણછોડભાઇ, મહીપતરામ રુપરામ અને બીજા અનેક.

નંદશંકરને ઓળખો છો ?

ગુજરાતી ભાષાના આદિ કવિ નરસિંહ મહેતા અને આદિ નવલકાર નંદશંકર મહેતા બંને નાગર. એમના જમાનામાં ત્રણ નન્ના તરીકે સાહિત્યક્ષેત્રે ઓળખાતાઓમાંના એક. એ ત્રણ નન્નાઓ તે નંદશંકર, નર્મદાશંકર અને નવલરામ–ત્રણે સુરતના અને ત્રણે નાગર.

મહાપુરુષો અને મહાન સ્ત્રીઓ અમુક દેશમાં, અમુક પ્રાન્તમાં, અમુક ગામમાં કે અમુક નાતમાં જ થાય છે, એમ કહેવા જેવો અતિરેકનો દુર્ગુણ બીજો એકે હોઈ શકે નહિ. છતાં; નરસિંહ મહેતો નર્મદાશંકર, નવલરામ નંદશંકર, મહીપતરામ, ભોળાનાથ, રણછોડભાઈ,

મણિલાલ નભુભાઇ, ગોવર્ધનરામ, કેશવ હર્ષદ ધ્રુવ, આનંદશંકર ધ્રુવ, નરસિંહરાવ, રમણભાઇ, વગેરે કવિઓ અને સાક્ષરો નાગર જ્ઞાતિના હતા, એ સત્યનો કોઇથી અસ્વીકાર થઇ શકે તેમ નથી.

નરસિંહ મહેતાને સાહિત્યરસિકો ગુજરાતી ભાષાના આદિ કવિ લેખે અને નંદશંકર તુળજાશંકર મહેતાને આદિ નવલકાર લેખે જ ઓળખે છે.

સોળ વર્ષ પૂર્વે એક વાર મેં વિચાર્યું કે બંગાળીઓ અને મહારાષ્ટ્રીયનો પેઠે ગુજરાતીઓએ પણ ગુજરાતની સરસ નવલકથાઓ રજતપટે શામાટે ન ચમકાવવી ?

અને મેં ગુજરાતના આદિ નવલકથાકાર નંદશંકર મહેતાની ખ્યાતનામ નવલકથા 'કરણઘેલો ' ને ચિત્રની વાર્તાનું રૂપ આપ્યું.

આજથી તેર વર્ષ પૂર્વે ગુજરાતી ચિત્ર 'કરણઘેલો ' ગુજરાતના લગભગ તમામ નાના મોટાં છબિઘરોમાં રિલીઝ થયું.

'કરણઘેલો ' નવલકથા લખાઇને પ્રકટ થઇ; તે અરસામાં અંગ્રેજ હકુમત હતી. છતાં એ પરદેશી હકુમતે 'કરણઘેલો 'ની કદર કરવા ખાતર એના કર્તાને રૂપીઆ એક હજારની રકમ અર્પણ કરી હતી.

વિદેશી સરકાર તરફથી આવી ઊંચી કદર પામેલા નંદશંકર તુળજાશંકર મહેતાના જીવન સંબંધે એમના વિદ્વાન પુત્ર શ્રી વિનાયક નંદશંકરે એક ચરિત્રલેખન ગુજરાતને સમર્પણ કર્યું છે. એમાં એમના જીવનની સવિસ્તાર નોંધ થઇ છે. છતાં સંક્ષિપ્તમાં હું થોડી વિગતો અહીં આપું.

સુરત શહેરમાં ગોપીપુરા નામનો એક મહોલ્લો છે. આ મહોલ્લામાં સોનાન ફળિયું છે. એ ફળિયાને નાકે ભદ્રજીનું વૈષ્ણવ મંદિર છે. એ મંદિરની સામેના એક મકાનમાં નંદશંકર મહેતાનો જન્મ થયો હતો.

વિક્રમ સંવત ૧૮૯૧, ચૈત્ર મહિનો અને કૃષ્ણપક્ષીય ચતુર્થી એમની જન્મતિથિ.

સને ૧૮૩૫, એપ્રીલ મહિનો અને ૨૧મી તારીખ એ એમની અંગ્રેજી ગણત્રી મુજબની જન્મ તારીખ.

એમના પ્રિય વિષયો ગણિત, ઇતિહાસ અને અંગ્રેજી સાહિત્ય.

પાઘડી અને અંગરખુ એ એમનો નિત્યનો પોષાક હતો. એ સમયે આ પોષાક ઉચ્ચકક્ષાના પ્રતિષ્ઠાસમ્પન્ન પુરુષો પહેરતા હતા.

—સ્વભાવે શાન્ત અને દિલના નિખાલસ અને નિરાભિમાની હતા.

—સ્વજનો માટે તો શીળી છાયા આપનારા વટવૃક્ષ સમા હતા.

સંસ્કારથી એમનું જીવન ઝગઝગતું રહ્યું અને એ જીવનમાં સાહિત્યોપાસનાનું તપ પ્રસર્યું.

સમાજની જર્જરિત પ્રથાઓની નવરચનાને એમણે કદીયે તિરસ્કારી નહિ. રાષ્ટ્ર સ્વાતંત્ર્યની ઘોષણાને એમણે કદીયે રૂંધી નહિ. પ્રગતિશીલ તો એમની પ્રવૃત્તિ જ હતી.

આ ગણિતનિષ્ણાત નવલકથાકારે નિવૃત્તિ મેળવ્યા પછી વર્ષનો ઘણો ભાગ કુમ્મસમાં ગાળવા માંડ્યો હતો.

આ ગ્રંથનાં ચરિત્રનાયિકા હંસાબહેન તથા એમનાં મોટાં બહેન જયશ્રી ઉનાળામાં તેમનાં માતાપિતા સાથે કુમ્મસ જતાં.

હંસા બહેને દાદાજી કનેથી વારસામાં ગણિત અને ભૂમિતિનું જ્ઞાન મેળવ્યું.

*

## ૪. બાલ્યાવસ્થા

भवन्ति नम्रास्तरवः फलोद्गमै–
र्नवाम्बुभिर्भूमि विलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः
स्वभाव एवैष परोपकारिणाम् ॥

વૃક્ષો નમતાં ફલ આવતાં ત્યાં,
નીલો ઝુકે છે જલ ઊભરાતાં,
જ્ઞાને ધને તો બની નમ્ર જાતાં
વ્યક્તિત્વ ઊંચાં ઘરમાં ઘડાતાં.

બાલ્યકાળથી જ હંસાબહેનની સ્મરણશક્તિ તીવ્ર હતી. દાદાજી પાસેથી ભૂમિતિના દાખલા ગણવાની રીત જેમ વારસામાં મેળવી હતી. તેમ પિતા પાસેથી પણ કેટલુંક વિશિષ્ટ જ્ઞાન મળ્યું હતું.

એમના પિતા મનુભાઈ એમની સામે ચિત્રોનું પુસ્તક લાવી અંદરનાં ચિત્રો દેખાડતા. ચિત્ર દેખાડતી વેળાએ નામ બોલતા. આ પ્રમાણે નામ કહેતા જઈ અનેક ચિત્રો તે દેખાડતા.

હંસાબહેનની સ્મરણશક્તિ કેવી છે, તે અવલોકવા એમના પિતાજી બીજી વાર ચિત્રો વાળું પુસ્તક ઉઘાડી એમને એક પછી એક ચિત્ર દેખાડી નામ પૂછયે જતા. અને હંસાબહેન પણ અવિશ્રાંત ચિત્રનું નામ કહ્યે જતાં. એટલાં બધાં ચિત્રો થોડી પળોમાં ઓળખાવી દીધા હોવા છતાં હંસાબહેન બધાં ચિત્રોની અચૂક ઓળખાણ આપી પિતાને પ્રસન્ન કરી મૂકતાં. એ સમયે ઉપસ્થિત રહેનારાઓ તો હંસાબહેનની અજબ યાદશક્તિ જોઈ અજાયબીમાં ડૂબી જતાં.

એ સમયે હંસાબહેન બહુ બહુ તો ચાર વર્ષનાં હશે.

બાળપણમાં એમનું શરીર કંઈક ઠીંગણું ને સહેજ સ્થૂલ હતું; ને સ્વભાવે કંઈક ઉગ્ર હતાં.

સામાન્ય રીતે માતા પોતાની પસંદગીની રમત બાળકો આગળ ધરતી હોય છે. જ્યાં આયાઓની દેખરેખ નીચે બાળકો રમાડાય છે; ત્યાં પણ માતાનાં સંસ્કારનું જ બાળરમતમાં અવતરણ થતું હોય છે. અલબત્ત, કેટલીક બેદરકાર અને અજ્ઞાન માતાઓ તેમનાં બાળકો પાસે તેમની આયાઓની પસંદગીની રમત મુકાઈ જવા દે છે. 'આયા' શબ્દનો 'નોકરડી' અર્થ થાય છે. માત્ર તેની નોકરી બાળકોને હરવા ફરવા લઈ જવાની જ હોય છે, પણ આ નોકરડીઓ અર્થાત્ આયાઓ અમુક બાબતમાં આમ જ થવું જોઈએ એવી રૂઢ માન્યતા ધરાવતી હોય છે. આ રૂઢ માન્યતાને વશ થઈ તે પોતાની દેખરેખ હેઠળની કન્યાઓને ઢીંગલા ઢીંગલીની રમત રમવા બેસાડી દે છે.

એ વખતનો લગભગ તમામ નારી સમૂહ માનતો હતો કે છોકરીઓ માટે તો ઢીંગલા ઢીંગલી જેવી ઉમદા રમત બીજી એકે અસ્તિત્વમાં આવી નથી. આજે ય એ માન્યતા ધરાવતો રૂઢિચુસ્ત નારી સમુદાય જેમનો તેમ ઘણા ગામના ઘણા મહોલ્લાઓમાં મૂર્તિમંત સ્વરૂપમાં નજરે પડે છે. પણ એ ઢીંગલા–ઢીંગલીની રમત હંસાબહેનને ગમી જ નહિ.

'પુત્રના લક્ષણ પારણામાંથી' આ કહેવત હંસાબહેનની બાલ્યવસ્થામાં ઝળકી ઊઠી. છોકરીઓ માટે અમુક વર્ગે માન્ય રાખેલી રમતોને એમણે હસી કાઢી.

ધર્મ કે પ્રથાના નામે ઠંડી હવાથી બચવા માટે બુદ્ધિમાન અગ્રેસરો લોકોને મહા ગરમ કપડાં પહેરવાનું ઉપદેશી ગયા હોય તો રૂઢિચુસ્તો ઉનાળા જેવી ઋતુમાં અને ગરમ આબોહવાવાળા પ્રદેશમાં પણ મહા ગરમ વસ્ત્રોથી દૂર રહેનારાંઓને ધર્મભ્રષ્ટ અથવા તો સમાજભ્રષ્ટ ઠરાવ્યા વિના ન રહે.

રમતો બાબતોમાં પણ રૂઢિચુસ્તોએ છોકરીઓ માટે ચોક્કસ રમતો નક્કી કરી મૂકી છે. આમાંની એકે રમત હંસાબહેનને ગમી જ નહિ.

એ તો બાલ્યાવસ્થામાં ટીંગલા ટીંગલીને ફેંકી કોઈ ઝાડ ઉપર ચઢી ડાળે બેસી ઝૂલવા માંડતાં. ઝાડ પરથી પડી જવાની ધાસ્તી તે રાખતાં જ ન હતાં.

નાનપણમાં એમણે સાયકલ-સ્વારી અને ઘોડેસ્વારી સુદ્ધાં શીખી લીધાં.

આજે રશિયા અને સંયુક્ત રાષ્ટ્ર ચન્દ્ર સુધી પહોંચવાના વૈજ્ઞાનિક અખતરાઓ કરી રહ્યાં છે; તે યુગમાં પણ છોકરીઓને સાયકલ તેમજ મોટર ચલાવવાની આવડતથી દૂર રાખવામાં પોતાનું મહાજ્ઞાન પ્રદર્શિત કરનારાઓના સમૂહો મુંબઈ, અમદાવાદ જેવાં આગળ વધેલા શહેરોમાં તેમના પ્રચંડ મતનો અખંડ ધ્વજ ફરકાવી રહ્યાં છે ત્યારે બે પચ્ચીશી પૂર્વે આપણા ઇજ્જતદાર રૂઢિચુસ્તોનું કેવું જોમ પ્રવર્તતું હશે, તે તો આજના રૂઢિચુસ્તોનું બુદ્ધિ પ્રદર્શન નજરે જોનારાઓ જ સમજી શકે.

શિક્ષિત, સંસ્કારી અને પ્રગતિશીલ વર્તૂળ વચ્ચે બાલ્યકાળની નિર્દોષ યાત્રા કરતા હંસાબહેનને કોઇએ રોકયાં નહિ. એથી ઉલટું એમની સાયકલ ચલાવવાની ઝડપ જોઇ એમનાં વર્તૂળો એમને ધન્યવાદ આપતાં.

ઘોડેસ્વારી તો એમણે એટલી હદે સાધ્ય કરી હતી કે એમને પૂરપાટ ઘોડો દોડાવતા જોઇ એમનાં સ્વજનો અને વડિલો પ્રસન્નચિત્તે એમને ઝાંસીની રાણી કહેતાં.

વીરત્વના તો ચમકે પ્રકાશો,
ઝીલી શકે તે ઝીલી જાય વિશ્વે,
સંબંધ એને ન પુરૂષ સ્ત્રીના
જાગી ઉઠી જ્યોત 'તિમિર મધ્યે.
સંદેશ દેતી રૂઢિચુસ્ત ચેતે
કન્યા હવે ગાય મટી રહી છે.

બાલ્યાવસ્થામાં શૌર્ય અને સાહસ પ્રકટ્યાં. વ્યક્તિસ્વાતંત્ર્યના સૂર એજ દિવસોમાં હંસાબહેનમાં દેખાયાં.

એ સમયની એમની સ્થિતિ એવી હતી કે એમના સ્થાને જો કોઇ અન્ય કન્યા હોત તો તેને પ્રગતિશીલતાનો ઘમંડ ઘેરી લેત. પણ હંસાબહેન તો જેમ જેમ શિક્ષણ મેળવતા ગયાં તેમ તેમ નમ્ર બનતા ગયાં.

*

## ૫. શિક્ષણ

નાની વયના કે મોટી વયનાં વિદ્યાર્થીઓ અથવા તો વિદ્યાર્થિનીઓ અભ્યાસમાં ઓત પ્રોત બની જતાં હોય ત્યારે સમજવું કે તેમને તેમાં રસ પડે છે. અભ્યાસમાં રસ પડતો હોય તેઓ ઘણા અંશે તેમના શિક્ષકોને મુગ્ધ કરી મૂકે છે.

નિર્દોષ રમત ગમત વચ્ચે હંસાબહેને બાલ્યવસ્થા વ્યતિત કરી. પ્રાથમિક શિક્ષણની મર્યાદા જીતી માધ્યમિક શિક્ષણની કેડીએ આગે કૂચ કરવા માંડી.

માધ્યમિક શાળા–શિક્ષકના મન પર એમના ગણિતના અભ્યાસની એવી ઊંડી છાપ પડી હતી કે કોઈ કોઈ વેળાએ બોર્ડ પર લખી લખીને દાખલો શિખવતાં ગૂંચ ઊભી થાય કે તત્કાળ હંસાબહેનને ઊભાં કરી વિદ્યાર્થીઓને દાખલો સમજાવાનું કામ સોંપી દેતા. હંસાબહેન પણ પોતાને સોંપાયેલી ફરજનું પાલન કરી શિક્ષક તેમજ વિદ્યાર્થીઓને મુગ્ધ કરતાં.

હંસાબહેનમાં વસેલી એ શક્તિથી વિદ્યાર્થીવૃંદમાંની અનેક વ્યક્તિ પોતપોતાની શક્તિને ખિલવવાનો યત્ન કરતી. આ રીતે હંસાબહેન પોતાની અભ્યાસવૃત્તિ અને સ્મરણશક્તિની તેજરાશિના બળથી માધ્યમિક શાળામાં બોધપાઠ બની જતાં.

ઊંચા ગિરિશિખરો તણી ઊંચી પ્રકટતી કલ્પના
નીચે બહુ ગિરિકંદરા, ત્યાંએ પ્રમાદો રાચતા
આશા વહાવે કોઇ ત્યાં કોઇ નિરાશાઓ ભરે
કોઇ બની જઇ પ્રેરણા ઉત્સાહની કેડી બને.

આ કાવ્યપંક્તિઓને હંસાબહેને માધ્યમિક શાળામાં રહીને સાચી ઠરાવી છે.

એ સમયે બાળપોથી, પહેલી, બીજી, ત્રીજી અને ચોથી આ પ્રમાણે પ્રાથમિક શિક્ષણની ચાર કેડી ઓળંગી માધ્યમિક શિક્ષણના દ્વારમાં પ્રવેશાતું હતું.

માધ્યમિક શિક્ષણ આપનારી શાળા હાઈસ્કૂલ નામે ઓળખાતી હતી; આજે ય ઓળખાય છે. હાઇસ્કૂલોમાં પહેલા ધોરણથી અંગ્રેજી શિખવાતું. સાતમું ધોરણ પસાર કરનાર વિદ્યાર્થી તેમજ વિદ્યાર્થિનીઓએ યુનિવર્સિટીમાં પરીક્ષા આપવી પડતી.

યુનિવર્સિટીની પરીક્ષામાં એ સમયે પણ કેટલીયે વિદ્યાર્થિનીઓ બેઠી હતી. એ બધી વિદ્યાર્થિનીઓમાં હંસાબહેન પ્રથમ નંબરે પસાર થયાં.

એ મેટ્રિકની પરીક્ષા હતી. એમાં એ યશસ્વિની નિવડયાં સને ૧૯૧૩ માં.

એ પરીક્ષામાં પણ એમણે ગણિત વિષયમાં ઘણા સારા કહી શકાય એટલા માર્કસ મેળવ્યા.

એ વિદ્યા-વિક્રમના બદલામાં યુનિવર્સિટીનું સન્માનનીય લેખાતું "ચેટફિલ્ડ પ્રાઇઝ" એમને મળ્યું હતું. એ ઉપરાંત એમણે "નારાયણું પરમાણુંદ ઇનામ" પણ એ જ ફતેહના બદલામાં પ્રાપ્ત કર્યું.

ઇનામો જીતવાની શક્તિનો ખરો ખ્યાલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને જ હોય છે. એ મંઝવણભરી અવસ્થા જેમણે પસાર કરી હોય છે; તેઓ જ ઇનામ-જીતનું મહત્ત્વ સમજતાં હોય છે.

*

## ૬. સર મનુભાઈ

'કોણ સ્મૃતિ રચનાર જગનામીચો કહીએ;
કોણ કનૈયા તાત સ્મરણે પાવન થઇએ,
કોણ ગણોના ઇશ તણો પિતાજી કહીએ;
ભોળો જોગી જેહ ભજે ભવસાગર તરીએ,
સમજો તો ભજ એમને નહિ તો કહું છું હું તને;
આ મનુ નંદશંકર કને, તર્ક શિખવે તુજને'

આ ગ્રન્થનાં ચરિત્રનાયિકા હંસાબહેનના પિતા મનુભાઈ નંદશંકર મહેતા સંબંધે હું અહીં થોડો ખ્યાલ આપું તો તે ઉચિત લેખાશે.

સને ૧૮૯૨ માં મનુભાઈ મહેતા વડોદરા કોલેજમાં પ્રોફેસર તરીકે જોડાયા; કોલેજના વિદ્યાર્થીઓને તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાન સમજાવતા. એ બંન્ને વિષયો સમજાવવાની એમની શૈલી સરળ તેમ જ આકર્ષક હતી.

વડોદરાના મારા કેટલાક મિત્રો કે જેઓ મનુભાઇના સંપર્કમાં આવ્યા હતા; તેઓએ એકાદ બે વાર મને કહ્યું હતું કે સંસ્કૃત ભાષાના તે અભ્યાસી અને પ્રેમી હતા.

એમણે ધાર્યું હોત તો ગુજરાતને અમૂલું સાહિત્ય અર્પણ કર્યું હોત; ગુજરાતના એક જ આંગળીના ટેરવે ગણી સેવાય એટલા સાહિત્યાચાર્યોમાં પણ અગ્રપદ પ્રાપ્ત કર્યું હોત.

બહુ ઓછી વ્યક્તિઓમાં નજીકમાં પડેલી શક્તિને પારખવાની અભ્યાસવૃત્તિ હોય છે. જેઓ નિકટમાં પડી રહેલી શક્તિને ઓળખવા જેવું જ્ઞાન ધરાવતા ન હોય તેઓ દૂર પડેલી શક્તિને શી રીતે પારખી કાઢે?

મનુભાઇમાં તો નિકટમાં પડેલાંઓની અને કંઇક દૂર રહેલાંઓની જ્ઞાનશક્તિને પારખવાની અદ્ભુત શક્તિ હતી.

બરોડા કૉલેજના લૉજિક અને ફિલોસોફીના પ્રોફેસર મનુભાઇ મહેતાએ કૉલેજની ઉન્નતિ માટે પોતાનાં શ્રમ, બુદ્ધિ અને સમય ખર્ચ્યાં છે.

" Prof Manubhai had been a favourite of the students-one for whom they enertained a very sincere affection and whose pupils they were proud to be. An attractive appearance, a fine modulation of voice, a rich variety of expressions and illustrations and above all a keen intellect to know the wants of his pupils to satisfy which he ( Manubhai ) was ever ready. These were some of his gifts. " [4-10-27]

[ *Sir V. T. Krishnamachari* ]

મનુભાઇમાં રહેલી વિદ્વતાએ જ એમને લોકપ્રિય બનાવ્યા; એમના યુગના ઉન્નત વિચારો વ્યક્ત કરનારા સુધારક સિદ્ધ કર્યા. વિદ્વતા અને વિચારશક્તિ વડે વડોદરા રાજ્યમાં તે ઉચ્ચતમ અધિકારી બન્યા.

પ્રાધ્યાપક મનુભાઇ વડોદરા રાજ્યના દીવાન થયા એ સમયે સમસ્ત ભારતવર્ષમાં સયાજીરાવ મહારાજનું વડોદરા રાજ્ય છેલ્લી ઢબનું રાજતંત્ર લેખાવા લાગ્યું હતું.

મહારાજા સયાજીરાવ કોઇપણ ક્ષેત્રના નિષ્ણાતપણા પ્રત્યે સદ્ભાવથી નિહાળતા. ઉચ્ચ વર્ગના તર્કશાસ્ત્રી, ફિલસુફ, ન્યાયશાસ્ત્રવિશારદ અર્થતંત્રના જ્ઞાતા, શિક્ષણજ્ઞ, સાહિત્યજ્ઞ, સંગીત મર્મજ્ઞ, કવિ, વિજ્ઞાની, ઉદ્યોગપતિ, હુન્નરપ્રવર્તક, તબીબ, અને અન્ય ક્ષેત્રના મહાજ્ઞાનીઓ

વડોદરા રાજ્યમાં વસવા જોઇએ; વસે તો સારું; વસે એવા પ્રયત્નો રાજકર્મચારીઓ દ્વારા થવા જોઇએ.

—આ વિશાળ માન્યતા ધરાવનાર ગાયકવાડ સરકારે મનુભાઇને દીવાનપદે સ્થાપ્યા પછી લોકોનું જીવન શી રીતે વધારે ને વધારે ઉન્નત થતું રહે એવા યત્નોને બળ અપાયું છે.

વડોદરાનું કલા ભવન નવી દૃષ્ટિથી સર્જન પામેલી સંસ્થા છે ને મહાશાળા પણ છે. વડોદરા રાજ્યની અન્ય શોભાઓમાં કલા ભવનના મહત્ત્વની શોભા છે. આ શોભા એકવાર અંત પામે એવી સ્થિતિ ઉપસ્થિત થઇ. ગાયકવાડ સરકારને પણ એમ થયું કે કલા ભવનના અસ્તિત્વને ટકાવ્યે જવાની શી જરુર છે?

એ નાજુક પ્રસંગે ગાયકવાડ સરકારના મગજમાં કલા ભવનનું મહત્ત્વ ઊતારવુ જરુરી હતું. કલાભવન કંઇ સામાન્ય વસ્તુ ન હતી; ગાયકવાડ સરકાર પણ એનું મહત્ત્વ સમજતા હતા. પણ એમની જ પાસે એવો પ્રચાર કરવામાં આવ્યો હતો કે કલાભવનના પોષણ પાછળ જેટલો ખર્ચ કરવામાં આવે છે એની તુલનામાં એ લોકોને ઉપયોગી નીવડતું નથી.

દીવાન સાહેબ મનુભાઇએ સરકારને જણાવ્યું કે કેટલીયે લોકોપયોગી સંસ્થાઓ કેવળ ખર્ચ કરાવતી જ હોય છે, કલા ભવન અસ્તિત્વમાં આવ્યું છે ત્યારથી તે તેની ઉપયોગિતા સિદ્ધ કરતું રહ્યું છે. વળી સંસ્કારકેન્દ્ર જેવું ધામ ભવિષ્યમાં લોકોને બહુ જ લાભ આપનારું નહિ નીવડે એમ પણ કહી શકાય નહિ.

આ તાત્પર્ય ઉપરાંત બીજા કેટલાક મુદ્દાઓનું વિવરણ કરી એમણે ગાયકવાડ સરકારના દિમાગમાં કલાભવનની મહત્તા ઝળકતી કરી મુકી.

દીવાનનો હોદ્દો નાનોસુનો નથી લેખાયો. વળી ગાયકવાડી રાજ્યના દીવાનનો હોદ્દો એટલે તો અત્યંત માન ભરેલો.

શું મનુભાઇને એ હોદ્દા પરથી ખસેડી મૂકવાના યત્નો નહિ થયા હોય ? અને શું મનુભાઇએ પ્રજાને ઉન્નત કરવાની પોતાની નેમ ખાતર પોતાના હોદ્દાને અચલિત બનાવનારા પ્રયાસો નહિ કર્યા હોય ?

લોકો એમની કામગીરી જોઇ રાજી થતા. હિન્દુસ્થાન બ્રિટિશ હકુમત નીચે હતું. ગમે તે કક્ષાના દેશી રાજ્યની · વજીરાતને પણ અંગ્રેજ મુત્સદ્દીઓ ઘડીના છઠ્ઠા ભાગમાં નિરર્થક જાહેર કરી ઉથલાવી પાડતા. આવા કપરા સમયમાં પણ બ્રિટિશ સલ્તનતે મનુભાઈની કાર્યકુશળતા અવલોકી એમને સી. એસ. આઇ. નો ખિતાબ નવાજ્યો.

એ સમય પછી બ્રિટિશ સરકારે મનુભાઇને સરનાઇટનો ઊંચામાં ઊંચો ઇલ્કાબ આપ્યો.

દીવાનસાહેબે પોતાના હિન્દુ ધર્મનું ઉચિત વિચારોદ્વારા પાલન કરવાનું પવિત્ર કાર્ય ડગલે ને પગલે જ્ઞાનથી કર્મથી પણ અલંકૃત રાખ્યું હતું. ધર્મજ્ઞાન અને કર્મકાંડથી પોતાની જીવન પ્રણાલિકાને વિભૂષિત કરનારા મહાવિદ્વાનો કેટલાક ચોક્કસ સંજોગો વખતે જમાનાની જોડે કદમ બઢાવી શકતા નથી.

સર મનુભાઇ મહેતાએ તો આખાય વડોદરા રાજ્યમાં શૈક્ષણિક ધાર્મિક તેમજ નૈતિક માર્ગે યુગને અનુસરતા સુધારા કર્યા.

માનવતાના હક્કો, સ્ત્રીઓનાં સ્વત્વ, અને વ્યક્તિ–સ્વાતંત્ર્ય: આ ત્રણે અવાજ નવીન યુગે જગતની દશે દિશામાં પહોંચતા કરવા માંડ્યા હતા. યુગદ્રષ્ટા મનુભાઇએ નવીન યુગની આંખે પાટા બાંધવાની વાતોને હસી કાઢી હતી.

એ હતા અમારા ગુજરાતીઓના યુગદ્રષ્ટા, વિચારક અને સ્વદેશાભિમાની મહાપુરુષ.

અંશો રહે, ઉતરતા અમિના મધૂરા,
એથી કુટુંબ કુલનાં તપને જુએ સૌ.
દીવા અધિક પ્રકટી અજવાળું આપે,
કોઇની પાછળ તિમિર, પ્રકાશ ક્યાંક.

*

## ૭. કૉલેજ જીવન

'દીવા પાછળ અંધારું" આ કહેવત મનુભાઈ મહેતાની પાછળનાં પ્રકાશે ખોટી પાડી છે.

મેટ્રિકની પરીક્ષામાં અભિનંદન યોગ્ય માર્કસ મેળવી મહત્ત્વનાં બબ્બે ઈનામો જીતી હંસાબહેન કૉલેજમાં પ્રવેશ્યાં.

કૉલેજલાઈફમાં યુવક કે યુવતી પોતાને કંઈક વધારે સમજવા માંડે છે, ઊંચાં ઊંચાં સ્વપ્નથી તે ઘેરાય છે. તરંગસૃષ્ટિઓ એના મગજની આસપાસ ફરતી થાય છે.

આ ગ્રન્થનાં ચરિત્રનાયિકા 'અહમ્'નો મદ પામ્યાં હતાં કે કેમ, તે તો તેઓ જાણે !

મને તો જાણવા મળ્યું છે કે ક્યારેક એમનામાં શિક્ષણનો મદ ઊભરાઈ આવતો; પણ તે ઉભરો એકાદ બે ક્ષણો સુધી જ ટકી રહેતો.

વિદ્યાર્થીનીઓ તો ઠીક; પણ વિદ્યાર્થીસમૂહ પણ ખરા અંતઃકરણથી એમનું સન્માન કરતો. 'બૉમ્બે પ્રેસીડન્સી સ્ટુડન્ટસ ફેડરેશન'ની વડોદરા ખાતેની શાખાનાં પ્રમુખ તરીકે એમની વરણી થઈ હતી.

આ રીતે વિદ્યાર્થી-જીવનમાં જ એમનું વ્યક્તિત્વ પ્રકટ થયું હતું

કૉલેજ-જીવનમાં જ એમની સામે જગતના વિવિધ કર્તવ્યક્ષેત્ર મૂર્તિમંત થતાં.

કૉલેજના શિક્ષણે જ એમનામાં સ્વાતંત્ર્યની એક ધૂન જગાડી.

વિશ્વનું કયું ક્ષેત્ર ક્યાં કેટલું જોમ કેની રીતે મેળવી રહ્યું છે, એ મહાપ્રશ્ન કૉલેજ-જીવનમાં જ એમનામાં ગૂંજતો થયો.

રાષ્ટ્રાભિમાનની અદ્‌ભુત, અનરત જ્યોતિ પણ એમના જીવનમાં એ સમયથી જ ઝગમગતી થઈ.

એમના હૃદયમાં સમૂહ–ભાવના જાગી ઊઠી. સમૂહ એક અપરાજિત બળ છે, આ અવાજ એમના હૈયામાં ગાજી રહ્યો. એમણે વડોદરા કૉલેજમાં 'વિદ્યાર્થીસમાજ'ની સ્થાપના કરી. સમાજના સભ્યોએ આગ્રહ કરવાથી એમણે પ્રમુખસ્થાન સ્વીકાર્યું.

વિદ્યાર્થીઓની અન્ય પ્રવૃત્તિઓમાં પણ એમની આગેવાની માગવામાં આવતી. એ આગેવાનીનો સ્વીકાર સુદ્ધાં કરી લેતાં.

વક્તૃત્વકળાની અસર જાદુ જેવી અદ્ભુત હોય છે. આજ સુધીના ઇતિહાસમાં વિજય પ્રાપ્ત કરનારા રાજાધિરાજો અને સરમુખત્યારો વક્તવ્યપ્રભાવે પોતાના સમૂહમાં જુસ્સો પ્રકટાવી શક્યાના અનેક દૃષ્ટાંતો નોંધાયાં છે. વક્તૃત્વ–શક્તિથી નેતાઓ સભાજનોને પોતા પ્રત્યે આકર્ષે છે. વક્તૃત્વકળાની સાધનાથી અનેક દેશના અનેક આગેવાનો તેમનાં લોકોપયોગી કાર્યો પાર પાડવામાં સફળ નીવડયા છે.

હંસાબહેને વક્તૃત્વની કળાની સાધના એમના કૉલેજજીવન દરમિયાન આરંભી છે.

એક વાર કૉલેજમાં તે પેપર વાંચવા ઊભાં થયાં, એ સમયે શ્રોતાઓના મન પર એમણે એમના વક્તૃત્વદ્વારા આત્મવિશ્વાસની અજબ છાપ બેસાડી. સભાજનોનું મન બોલી ઊઠયું કે આ બહેન અજબ આત્મવિશ્વાસ ધરાવે છે.

તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન તો હંસાબહેન એમના પિતા પાસેથી પદ્ધતિસર શીખ્યાં હતાં. એમનું આખું કુટુંબ સંસ્કારી, સાહિત્યાભ્યાસી, કલાપ્રેમી અને શિક્ષણનુ ચાહક હતું.

છેલ્લી કેટલીક પચ્ચીશીઓથી આપણા શિક્ષિત કુટુંબોમાંથી સંસ્કૃત પ્રત્યેની પ્રીતિ નષ્ટ થઇ છે. અંગ્રેજીને આપણે આપણાં હૃદય આપી દીધાં છે. જેઓ અંગ્રેજી શિક્ષણથી વિભૂષિત થયાં છે; તેઓમાંનાં ઘણાખરાં તો સંસ્કૃતને પ્રગતિ–વિરોધી ભદ્રંભદ્રોની ભાષા માનતા રહ્યાં છે.

હંસાબહેનનું કુટુંબ અંગ્રેજીનું ઊચ્ચ શિક્ષણ પામેલું છતાં સંસ્કૃત-ભાષી બની ગયું હતું એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી. એમના પિતા મનુભાઈ ઉપરાંત કાકા વિનાયક નંદશંકર મહેતા પણ સંસ્કૃતજ્ઞ હતા.

સંસ્કૃત શીખવામાં એમને એમના શિક્ષક નરભેરામ પંડ્યા–માસ્તર સહાયક થયા હતા.

પંડ્યા માસ્તરની સંસ્કૃત શીખવવાની રીત સરળ હતી. હંસાબહેન સંસ્કૃત શીખવાની ચીવટવાળાં એટલે એ નાની ઉંમરમાં પણ એવા અભ્યાસી થયાં કે સંસ્કૃતમાં શ્લોક લખવા લાગ્યાં, આ સમયે એમની ઉંમર સોળેક વર્ષની હશે.

સંસ્કૃત સાહિત્યનો એમનો શોખ કૉલેજમાં વૃદ્ધિ પામ્યો. સંસ્કૃત સાહિત્ય પ્રત્યેની એમની પ્રીતિ દિન પર દિન ગાઢ બની અને એમણે ભવ-ભૂતિ, કાલિદાસ, વગેરે કવિઓની વિખ્યાત કૃતિઓનો અચ્છો અભ્યાસ કર્યો.

કવિસમ્રાટ કાલિદાસે અનેક કાવ્યો અને નાટકો લખ્યાં છે. એ બધી કૃતિઓમાં ચિરંજીવ તો સાતેક લેખાઈ છે.

એ સાતમાં (૧) ઋતુસંહાર, (૨) કુમારસંભવ (૩) રઘુવંશ–આ ત્રણ મહાકાવ્યો. (૪) મેઘદૂત ખંડકાવ્ય અને (૫) માલવિકાગ્નિ મિત્ર (૬) વિક્રમોર્વશીય (૭) શાકુન્તલ આ ત્રણ નાટકોનો સમાવેશ થાય છે.

"શાકુન્તલ"નું ભાષાંતર વાંચીને તો જર્મનીનો મહાકવિ ગેટે નૃત્ય કરવા લાગ્યો હતો.

ગેટેને મુગ્ધ કરનારા 'શાકુન્તલ' નાટકે આપણા હંસાબહેનને પણ નચાવી મૂક્યાં હતાં.

શાકુન્તલમાં આવતાં નિઃસર્ગનાં વર્ણનોએ એમના હૃદયમાં પ્રકૃતિનાં ગીત ગૂંજતા કરી મૂક્યાં હતાં.

નિઃસર્ગનાં સુકોમળ તત્વો એમને જેટલાં મધુરાં લાગે છે એટલાં જ કટુ લાગે છે કઠોર, ક્રૂર તત્ત્વો.

આનું જ નામ એમના હૃદયનું પ્રિય ગીત.

હંસાબહેને ૧૩ થી ૧૭ વર્ષની ઉંમર દરમિયાનમાં સંસ્કૃત અને અંગ્રેજીનાં સાહિત્યવાચન–લેખનનો નાદ કેળવ્યો.

સર વૉલ્ટર સ્કૉટ, એલેકઝાંડર ડ્યુમા અને ફેનીમોર કુપરના ગ્રન્થોમાંથી એમણે અંગ્રેજી, ફ્રેન્ચ અને અમેરિકન ઇતિહાસનું જ્ઞાન મેળવ્યું. 'કેનેડામાં વુલ્ફ સાથે' 'વરજીનીઆમાં લી સાથે' અને 'પંજાબમાં શીખો સાથે'–અંગ્રેજી ગ્રન્થોનું અધ્યયન કર્યું.

આ વાચનથી એમની કલ્પનાશક્તિને વહેણ મળ્યું અને તે ખીલી ઊઠી.

આ વાચને એમની કલ્પના શક્તિને ખીલવવા ઉપરાંત એમના માનસ પર સારી છાપ પાડી.

સને ૧૯૧૬ માં 'ગંગાબાઇ ભટ સ્કોલરશિપ' મેળવી હંસાબહેને 'ઇન્ટર આર્ટ્સ'ની પરીક્ષા પસાર કરી.

સને ૧૯૧૮ માં પ્રથમ જગત–જંગ થંભી ગયો. હિન્દુસ્થાનને સ્વતંત્ર થવાનો અધિકાર છે, આ સત્યની ઘોષણા માટે રાષ્ટ્રનું એક મંડળ વિલાયત ગયું.

લોકમાન્ય બાલ ગંગાધર ટિળક એ મંડળમાં અગ્રણી હતા. મોન્ટેગ્યુએ આપણા દેશનો પ્રવાસ કર્યો. આપણા દેશ પર રોલેટ કાયદો ઠોકિયું કરતો હતો; અને મહાયુદ્ધની સમાપ્તિ પછી હિન્દુસ્થાનને સ્વરાજ આપી દેવામાં આવશે, આવી 'પોસ્ટ ડેટેડ ચેક' જેવી વાતો થતી હતી.

આ પ્રકારના રાજકીય વાતાવરણ વચ્ચે આ ગ્રન્થનાં ચરિત્ર–નાયિકા બી. એ. માં ફિલોસોફી ઑનર્સ લઇને સને ૧૯૧૮ માં બીજા વર્ગમાં પાસ થયાં.

હિંસા કરે નાચ જ્યાં હાં ત્રિલોકે,
ગાજે ગૌતો સાજ–ભીંના રુધિરે,
વ્યોમે અને સાગર કે ભૂમિમાં,

શસ્ત્રો રમે નિર્દય મર્ત્યો સંગે,
તેવા સમે પાઠ બનેલું યુદ્ધ
ત્યાં કોણ વાંચે સખિ તત્વજ્ઞાન ?

હંસાબહેને બી. એ. માં ફિલોસોફી એટલે કે તત્વજ્ઞાનનો વિષય લીધો, એ વૈચારિક દૃષ્ટિએ તો ઊંચામાં ઊંચી જાતની જ પસંદગી લેખાય.

એમણે પોતે પણ સને ૧૯૪૯ ના ફેબ્રુઆરી માસમાં વડોદરા કોલેજના ફિલોસોફીના જૂના તેમ જ નવા–બંને કક્ષાના વિદ્યાર્થીઓનું સંગઠન સાધવા યોજાયેલી સભામાં જણાવ્યું હતું : "તત્વજ્ઞાન પ્રત્યે હું પ્રેમભરી નજરે વર્ષોથી નિહાળતી રહી છું. મને એ વિષય બહુ ગમે છે એથી જ મેં એ વિષય પર પસંદગી ઉતારી હતી. કોઈ પણ વિદ્યાર્થી વિષય પસંદ કરે છે, તેની પાછળ ચોક્કસ દૃષ્ટિ હોય છે; કાં તો ભવિષ્યે લાભ મેળવવાની અથવા તો એની પરીક્ષામાં પ્રથમ શ્રેણી પ્રાપ્ત કરવાની; કોઈએ આ બંને દૃષ્ટિ રાખી હોય છે તો કોઈએ એ બેમાંથી કોઈ પણ એક. જ્યારે મેં તો ફિલોસોફીના વિષય પ્રત્યે પ્રેમ હોવાથી જ એ વિષય પસંદ કર્યો હતો. આ પ્રકારની જ પસંદગી બહુ થોડા વિદ્યાર્થીઓ કરે છે. ફિલોસોફી પ્રત્યેનો મારો પ્રેમ કદાચ મારા લોહીમાં જ ઉદ્ભવ્યો હશે. ફિલોસોફીની યથાર્થ વ્યાખ્યા કોઈ જ આપી શક્યું નથી.

ફિલોસોફીનો અર્થ જ્ઞાન પ્રત્યે પ્રેમ, આ શાબ્દિક અર્થ : તરજુમો તત્વજ્ઞાન. Reality—સત્યનું જ્ઞાન એ જ ફિલોસોફીનો ખરો અર્થ. એ તો સારા ય જીવનમાં ઉપયોગી થાય. જીવન શું છે, એ જાણવામાં લાભ છે. કેમકે જીવનમાં તે માર્ગદર્શન કરાવે છે. તત્વજ્ઞાન માટે માન અને પ્રેમ હોવાં જોઈએ. મને તો એ વિષયથી તે જીવનમાં લાભ થયો છે. એના પ્રકાશથી બીજા વિષયો વધુ સારી રીતે સમજવાનો મેં પ્રયત્ન કર્યો છે. મારી ખાતરી છે કે ફિલોસોફીનો વિષય દૃષ્ટિને વિશાળ બનાવે છે; ને જીવનમાં સમતોલપણું લાવે છે."

જે રાજકીય વાતાવરણ વચ્ચે હંસાબહેને માનવપ્રેમની આરાધનાનું દર્શન કરાવનારો વિષય લીધો, એ વાતાવરણમાં શાંતિના પંથનો પંથી બીજો કોઇ જ વિષય પસંદ ન કરે.

કૉલેજના પ્રાધ્યાપકોને તો ખાતરી હતી કે હંસાબહેન બી. એ.માં 'ફર્સ્ટ ક્લાસ' જ આવવાનાં. પણ જ્યારે તેમની ખાતરી નબળું પરિણામ દેખાડનારી નિવડી ત્યારે હંસાબહેનનાં સહાધ્યાયીઓ જોડે તેઓને આ જ મુદ્દા પર ઘણી ચર્ચા થઈ.

આજ મુદ્દા પર પ્રકાશ પાડતું હંસાબહેનનુ એક પ્રવચન અહીં રજુ કરવું ઉચિત માનું છું.

"હું જીવનમાંથી શું શીખી ?" એ રેડીઓ વાર્તાલાપમાં હંસાબહેને જણાવ્યું છે:

'અનુભવ એ મોટામાં મોટો શિક્ષક મનાય છે. જેમને જીવનમાં ઘણા અનુભવો થયા હોય છે તેઓ ઘણું શીખેલાં હોય છે. જેમ જીવન લાંબુ તેમ અનુભવો વિશેષ સંભવે. એ જ કારણથી વયની સાથે ડહાપણ આવે એ માન્યતા આવી છે. પણ વયને અને ડહાપણને સાચો અથવા તો હંમેશનો સંબંધ નથી હોતો. ડહાપણને અનુભવ સાથે જ સંબંધ છે. જેમ અનુભવથી માણસ ઘડાય છે તેમ એનામાં જ્ઞાન આવે છે. જેટલી અનુભવની વિવિધતા તેટલી જ્ઞાનની વિપુલતા. પ્રશ્ન તો એ છે કે મનુષ્ય, જે અનુભવે–શીખે છે, તે બધું જ જીવનમાં ઉતારી શકે છે કે કેમ ? પરંતુ અનુભવનું જ્ઞાન માર્ગદર્શક તો થાય છે જ, એમાં જરાય શંકા નથી. મારા લાંબા જીવનમાંથી મને અનેક નાના મોટા બોધપાઠો મળ્યા છે અને એમાંથી ઘણું શીખવાનું મળ્યું છે. આવા બે ત્રણ અનુભવો અત્રે આપું છું.

મારા જીવનમાં મને કેટલીક વસ્તુઓ અચાનક અણધારેલી જ મળી છે. જ્યારે બીજી બાજુએ જે વસ્તુ મેળવવા માટે મેં પ્રયાસ કરેલા તે મેળવવા હું સમર્થ બની ન હતી. દાખલા તરીકે મેટ્રિક્યુલેશનની પરીક્ષા મેં આપી ત્યારે સ્વપ્ને પણ મને ખ્યાલ ન હતો કે

હું વિદ્યાર્થિનીઓમાં પ્રથમ આવી ચેટફિલ્ડ પ્રાઈઝ મેળવવા ભાગ્યશાળી થઈશ. જ્યારે ઇન્ટર મીજિયેટની પરીક્ષામાં મને લોજીકમાં પ્રથમ આવી સેલ્બી સ્કોલરશીપ મેળવવાની સંપૂર્ણ આશા હતી, તે આશા ફળીભુત થઇ નહિ. આવા બીજાયે બનાવો જીવનમાં બન્યા છે. જે પરથી મને બોધપાઠ એ મળ્યો કે મનુષ્યે પ્રયત્ન કરવો. પણ ફળની આશા રાખવી નહિ. કારણ કે એ તો ઇશ્વરેચ્છા પ્રમાણે જ મળે છે.

જેને રામ રાખે તેને કોણ ચાખે, એ કહેવતની સત્યતા મેં ઘણી વખત અનુભવી છે. મને અનેક ઘાતો ગઇ છે, જેમાંથી હું અજાણ રીતે સહીસલામત બચી ગઈ છું. એના પણ એકાદ બે દાખલા આપીશ. મને ઘોડેસ્વારીનો બહુ શોખ હતો. મારા પિતાને ત્યાં નીલમંડ જાતિનો તેજસ્વી અરબી ઘોડો હતો. એની ચાલ એટલી સરસ હતી કે એના પર બેસવાની મજા આવે. પરંતુ કોઈ સાથે આવનાર હોય ત્યારે જ મને એના પર સ્વારી કરવાની રજા મળતી. મારા પિતાને બીક રહેતી કે મારાથી ઘોડાને કાબુમાં રાખી શકાય કે નહિ ? અને ના રાખી શકાય ને ઘોડો મને પાડી દે તો શું થાય ? મને ઘોડેસ્વારી શીખવવા મેજર પાઠક કરીને આવતા. એ સાથે હોય ત્યારે હું નીલમંડ પર બેસી શકતી. એક દિવસ મેજર પાઠકને આવતાં મોડું થયું. ઘોડો તૈયાર કરીને રાખ્યો હતો તે પણ રાહ જોઈ જોઇને અકળાયો. પ્રાણીઓ પણ ખાસ કરીને ઘોડાઓ તો જેને અંગ્રેજીમાં Temperamental કહીએ એવા હોય છે. મેજર પાઠક આવ્યા અને વડોદરાના ઘોડદોડનું ચક્કર લેવા અમે નીકળ્યાં. ઘોડો ચક્કર લગી તો સારી રીતે ચાલ્યો, પણ પછી ચક્કર લેવાને બદલે જોરથી પાછો ફર્યો અને ઘર તરફ જાણે જીવ લઇને દોટ મૂકી. એ એટલા જોરથી દોડતો હતો કે એને અટકાવવાની તો મારામાં શક્તિ જ નહતી. રસ્તાનાં લોકોને લાગ્યું કે ઘોડો મને પાડી જ નાખશે. મેજર પાઠક પણ ઘોડો દોડાવતા પાછળ આવતા હતા. પણ મારા ઘોડાને પકડી પાડી શક્યા નહિ. ઘોડો જે એક શ્વાસે દોડયો તે ઘેર આવી તબે-

લામાં પેઠો ત્યારે જ થોભ્યો. હું પડી કેમ ના ગઇ અને શી રીતે બચી ગઈ, તે હજી મારાથી સમજી શકાતું નથી."

વડોદરા કૉલેજમાં અભ્યાસ વખતે હંસાબહેન કેવી રીતે વર્તતાં ને મનમાં કેવી લાગણીઓ ઉદ્ભવતી તેનું વર્ણન અને માનસ તેમણે ૧૯૩૩ માં વડોદરા કૉલેજના 'ગોલ્ડન જ્યુબિલી સોવેનર' માં લખેલા લેખ પરથી જણાઈ આવે છે.

એ અંકનું સંપાદન તે વખતના જાણીતા કેળવણીકાર શ્રી એ. કે. ત્રિવેદીએ કર્યું હતું. પ્રસ્તાવના (Preamble) માં હંસાબહેન વિષે તે લખે છે:

'Mrs. Hansa Mehta was a prominent student of the Baroda College. After graduating she travelled considerably and her recent social and political activities are too well known to be mentioned. She is a very fine and facile writer of Gujarati prose; wherein she has already made a name by her "Trana Natako" (Three plays) & other writings. Her picture of the condition of lady students in Baroda College in her days is too true. Fortunately things are better now. She is an ordinary fellow of the Uni. of Bombay elected by registered graduates.

નિર્દોષ પંખી ગણ ત્યાં ઉડે રે,
કૉલેજની કુંજ અહીં રમે રે,
સંધ્યા ઉષા ગીત ન ગાય ત્યાંતો,
અને જ ગાયે ટિખળી સુવાની
રે સામ્યની વાંસલડી બસૂરી
વાગે છતાં કાન રહે બધીર.

પણ એવાં જ એમનાં નામ પાડયાં હતાં. આમ છતાં વિદ્યાર્થીઓ સાથે અમારે કોઈ સંપર્ક નહતો.

એક વાર જ્યારે કૉલેજમાં હડતાલ પડી ત્યારે અમને એની પહેલેથી ખબર ન હોવાથી અમે કૉલેજમાં ગયાં હતાં. પણ છાપામાં એવું છપાયું કે અમે પણ હડતાળ પાડી હતી. આ હકીકતથી અમારા પ્રિન્સિપાલ મિ. મસાણી ખૂબ નવાઇ પામ્યા હતા. એમણે અમારો ખુલાસો પણ માગ્યો હતો. અમે છાપાના એ ખોટા અહેવાલનો સાચો રદિયો આપ્યો હતો.

વિદ્યાર્થીઓનો સંપર્ક હોત તો આવું ન બનત એમ લાગે છે.

કોણ જાણે કેમ પણ અમે કૉલેજના વિદ્યાર્થીઓ સાથે ભાગ લઇ શકતાં ન હતાં. અમારી સંખ્યા પણ નાની હતી. એટલે વાર્ષિકોત્સવમાં પણ અમે જોડાતાં ન હતાં. વિદ્યાર્થીઓ અમારી ટીકા કરતા હતા. અમે છેલ્લા વર્ષમાં હતાં ત્યારે એક વિદ્યાર્થીએ 'સ્ત્રીઓની ફરજો' પર નિબંધ વાંચ્યો હતો. એમને આશા હતી કે અમે જવાબ આપશું. પણ અમે કંઇ ન કહ્યું.

થોડા વખત પછી મેં "હિન્દુ સમાજમાં સ્ત્રીનું સ્થાન" પર નિબંધ વાંચીને અમારી દૃષ્ટિએ સ્ત્રીઓની શી ફરજો છે તેના પર ધ્યાન તો ખેંચેલું. પણ આમાં જવાબ આપવાની ભાવના ન હતી.

એ મારું વિદ્યાર્થિની તરીકે પ્રથમ પ્રવચન હતું અને એ છેલ્લું પણ.

આ પછી મેં કૉલેજના સામયિકમાં 'વિજ્ઞાનનો બળવો' એ નામનો એક સંવાદ પણ પ્રકટ કર્યો હતો. આ પણ લેખનનો મારો પ્રથમ પ્રયાસ હતો.

*

## ૮. પરદેશમાં વિક્રમ

"Of Valiant Courage & Undaunted Spirit, More in Women Than Men Commonly is Seen"

પહેલા વિશ્વયુદ્ધની ભયજનક ચિનગારીઓ વિશ્વ પરથી હટી ન હતી. લોકોથી શાંતિ રિસાઇને દૂર બેસી રહી હતી. એ સાલમાં એટલે ઇ. સ. ૧૯૧૯ની સાલમાં હંસાબહેનને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્તિ માટે તેમના પિતા સર મનુભાઇ મહેતાએ ઇંગ્લાંડ મોકલવાની વ્યવસ્થા કરી.

અને ૧૯૧૯ માં સપ્ટેમ્બર માસમાં તેઓ ઇંગ્લાંડ ગયાં અને લંડન યુનિવર્સિટીમાં પત્રકારત્વનો અભ્યાસ કર્યો.

લંડનમાં લાઇસીઅમ કલબમાં જ્યાં સરોજિની નાયડુ રહેતાં હતાં ત્યાં હંસાબહેન પણ થોડો સમય રહ્યાં. હિન્દુસ્તાનના કવયિત્રી સરોજિનીની પહેલી મુલાકાત એમને અહીં જ થઇ.

### જીનીવા કોન્ફરન્સ

એ સમયે જગતનાં પ્રગતિશીલ મહિલા સમાજમાં મહિલાઓના મતાધિકારનો સવાલ જોરશોરથી ચર્ચાતો હતો. એના પરિણામરુપે જુદા જુદા દેશની મહિલાઓની એટલે કે ઇન્ટરનેશનલ વિમેન્સ કોન્ફરન્સ સને ૧૯૨૦ માં જીનીવામાં યોજાઇ હતી. આ વિશ્વપરિષદમાં શ્રીમતિ નાયડુની સાથે હંસાબહેને પણ હિન્દના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી.

આટલી નાની ઉંમરમાં જ તેઓ હિન્દી સ્ત્રીઓના પ્રશ્નો પર વિચારવાની શક્તિ ધરાવતાં હતાં.

ભવિષ્યમાં હિન્દી સ્ત્રીઓની લડત તે સારી રીતે ઉપાડી લેશે, એવી સર્વને ખાતરી થઈ હતી.

ઇંગ્લાંડમાં એ વર્ષ અભ્યાસ કરી ૧૯૨૨માં તે અમેરિકામાં ગયાં. અમેરિકામાં એમણે આઠ માસ રહી ત્યાંની શિક્ષણ સંસ્થાઓનું નિરીક્ષણ કર્યું.

૧૯૨૩ના જુલાઇ માસમાં અમેરિકાના સાનફ્રાન્સીસ્કોમાં પ્રથમ વિશ્વ કેળવણી પરિષદ (First Educational World Conference) યોજાઇ. એ પરિષદ કેવળ ત્યાંનાં નાગરિકોની નહિ; પણ દેશદેશના કેળવણીકારોની હતી. એ પરિષદમાં હિન્દના પ્રતિનિધિ તરીકે હંસા બહેન હાજર થયાં હતાં.

હંસાબહેને એ સમયની હિન્દમાં પ્રવર્તી રહેલી અજ્ઞાનતાનું. ચિત્ર રજુ કરવા સાથે અંગ્રેજ રાજકર્તાઓની બેદરકારી પર કટક ટીકા કરી હતી.

આ રહ્યા એમના, તલવારની ધાર જેવા શબ્દો : ' હિન્દ દોઢસો વર્ષથી અંગ્રજોના તાબા હેઠળનું રાજ્ય છે. અંગ્રેજ રાજકર્તાઓએ હિન્દમાં અક્ષરજ્ઞાનનો અભાવ વધવા દીધો છે. એ અભાવના વધારા માટે અંગ્રેજો જવાબદાર છે. '

એ સમયે બ્રિટિશ હકુમત પર આવા તીખા પ્રહારો કરવાનું કામ સરળ ન હતું. આવી સાચી ટીકા પણ અંગ્રેજોને કડવી ઝેર જેવી લાગી હતી; પણ એ પરિષદમાં અંગ્રેજ સિવાયની અસંખ્ય વ્યક્તિઓને આ ટીકા ન્યાય પ્રાપ્તિ માટેની હાક જણાઇ હતી.

એ દિવસોમાં જ હંસાબહેન સ્વાતંત્ર્યની ઉપાસના લેખે રાષ્ટ્રભક્તોના સમૂહમાં ચમકી ઊઠયાં.

કેટલાક અમેરિકનો હિન્દમાં બે-ત્રણ મહિના પુરતા અમુક ચોક્કસ સ્થળોમાં વિહરી અમેરિકામાં પાછા જઇ હિન્દ વિરુદ્ધ સાવ ખોટી માન્યતા ફેલાવતા હતા. એ સંબંધે હંસાબહેને સ્પષ્ટીકરણ કરતાં કહ્યું હતું કે હિન્દ વિરુદ્ધ ખોટો પ્રચાર કરનારાઓની સંખ્યા મોટી છે.

મહાત્મા ગાંધીજી, કવિવર રવીન્દ્રનાથ ટાગોર વગેરેની પણ અહીં નિંદા કરી તેમને હલકા પાડનારો કુપ્રચાર થાય છે.

હંસાબહેન જે જે સભામાં ગયાં અને જ્યાં જ્યાં પોતાના દેશ માટે બોલવાની તક મળી ત્યાં ત્યાં તેમણે અમેરિકામાં ફેલાતી હિંદ વિષેની ગેરસમજ નાબુદ કરવાના નીડર યત્નો આદર્યા.

હંસાબહેને અમેરિકામાં રહી હિન્દના મહર્ષિઓ અને તપસ્વીઓ વિરુદ્ધની ગેરસમજ દૂર કરવાના પ્રયાસો ઉપરાંત ત્યાંની સ્ત્રીઓનું હિત કરનારી સંખ્યાબંધ સંસ્થાઓનું નિરીક્ષણ કર્યું.

અમેરિકન સ્ત્રીઓની સંસ્થા સંબંધે અહીં થોડો ઉલ્લેખ આવશ્યક માનું છું.

અમેરિકાનાં લગભગ તમામ શહેરોમાં સ્ત્રીઓની સંસ્થા અસ્તિત્વમાં છે. એ સંસ્થાઓ વિવિધ પ્રવૃત્તિઓ કરે છે અને એ પ્રવૃત્તિઓથી તે લોકપ્રિય બનવા સાથે અમેરિકાને લાભદાયી નીવડી છે.

એ મહિલા સંસ્થાઓમાં મહિલાઓને ઉપયોગી બને એવી વિદ્યા–કલા સંબંધે વાર્તાલાપ યોજાય છે. એવા જ કાર્યક્રમો થાય છે, એવાં જ પ્રવચનો થાય છે. રસોઇની કળા શીખવવામાં આવે છે, માતૃત્વના વિષયનું શિક્ષણ અપાય છે. આ ઉપરાંત પણ સ્ત્રીઓ માટે આવશ્યક લેખાતા પ્રશ્નો ચર્ચાય છે.

મહિલાઓની આ પ્રકારની સંસ્થાઓમાં સદસ્યિકાઓ મોટી સંખ્યામાં હોય છે.

આ સ્ત્રી–સંસ્થાઓ ગ્રામજીવનમાં પણ આગેવાનીભર્યો ભાગ લે છે.

એ સંસ્થાઓમાં સામાજિક, ધાર્મિક કે રાજકીય ભેદભાવોનું નામોનિશાન જોવામાં આવતું નથી.

એ સંસ્થામાં પાદરીની પુત્રી હો કે ખેડૂતની, ઉદ્યોગપતિની પત્ની હો કે મજુરની, બધાં પ્રત્યે સમાન સદ્ભાવથી નીરખાતું. કહેવાનું તાત્પર્ય કે કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર એ સંસ્થામાં સ્ત્રીઓ એકત્ર થતી હતી.

સ્ત્રીઓના સામાન્ય તેમ જ અસામાન્ય પ્રશ્નો પર બુદ્ધિ અને

ધૈર્યથી વિચારણાઓ કરવામાં આવતી. અભ્યાસ અને અનુભવની રાહબરી નીચે જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવતી. સામાજિક પ્રવૃત્તિઓથી તો એ સંસ્થા ધમધમી ઊઠતી. પ્રત્યક્ષ વા પરોક્ષ એમની પ્રવૃત્તિઓનો પડઘો પડયા જ કરતો.

સ્ત્રીઓના મતાધિકાર માટે જીનીવામાં જેમ આંતરરાષ્ટ્રીય પરિષદ યોજાઈ, અમેરિકાના સાનફ્રાન્સિસ્કોમાં વિશ્વકેળવણી પરિષદ ભરાઈ તેમ વિવિધ રાષ્ટ્રની વિદ્યા માટે પોર્ટલેન્ડમાં જગતનાં વિદ્યાપીઠોની પરિષદ નક્કી થઈ.

પરદેશ એટલે પારકી ભૂમિઃ અજાણ્યો પ્રદેશ. અજાણ્યા પ્રદેશમાં અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. હોટેલમાં ઓરડો મેળવવા જાઓ તો ત્યાં ઓરડો જ ખાલી ન હોય. એકલાં એકલાં લાંબી મુસાફરી કરવાની. અજાણ્યાં માણસો સાથેનો સહવાસ. આવી આવી અનેકવિધ મુશ્કેલીઓ પરદેશમાં ખડી થાય છે.

મુશ્કેલી તો અનુભવની માતા છે અને અનુભવ માણસનો ગુરુ છે. અનુભવથી માણસના જીવનનું ઘડતર થાય છે.

વિદેશયાત્રામાં થયેલા અનેક અનુભવથી હંસાબહેનનું જીવન ઘડાતું જ રહ્યું.

અમેરિકામાં હતાં તે દરમિયાન હંસાબહેને તેમનાં કુટુંબીજનોને કાગળો લખ્યા હતા. એ કાગળોમાં હિન્દુસ્થાન માટે અમેરિકામાં ફેલાઈ રહેલી ગેરસમજણનો ઉલ્લેખ તેમણે કર્યો હતો. કેટલાક સમૂહો તેમજ વિધિસર ચાલતાં મંડળોમાં વાર્તાલાપના પ્રસંગો એમને મળ્યા હતા. એ પ્રસંગો વખતે હિન્દુસ્તાન વિરુદ્ધની ગેરસમજને એમણે દૂર કરવાના યત્નો કર્યા હતા. એ સમયના વર્તમાન હિન્દની માહિતી પણ તેમણે અમેરિકનોને આપી હતી.

આ પ્રમાણે હંસાબહેનના મોંએથી હિન્દના ભુતકાળની તેમજ વર્તમાન સમયની ખરી વાતો સાંભળી અમેરિકનો હિન્દ પ્રત્યે અપૂર્વ માન ધરાવતા થયા હતા.

અમેરિકાના પ્રવાસ દરમ્યાન આ ગ્રન્થનાં ચરિત્ર નાયિકા પોર્ટલેન્ડ ગયાં હતાં.

પોર્ટલેન્ડમાં તે સમયે જગતનાં વિદ્યાપીઠોની પરિષદ ભરાઇ હતી. એ પરિષદમાં હંસાબહેને હાજરી આપવા ઉપરાંત સક્રિય ભાગ લીધો હતો.

પરિષદમાં દેશદેશની સ્કોલરશિપોનો સવાલ ચર્ચાયો, એ ચર્ચામાં અનેક દેશનાં નામનો ઉલ્લેખ કરવામાં આવતો હતો; માત્ર હિન્દનું નામ જ ઉચ્ચારાતું ન હતું. એ જોઇ હંસાબહેનને લાગી આવ્યું; એમનાથી મૌન રહી શકાયું નહિ. એમણે પરિષદના સમસ્તના પ્રતિનિધિઓ જોગ વિજ્ઞપ્તિ કરી: 'અન્ય દેશના વિદ્યાર્થીઓને મળે તે સ્કોલરશીપ હિન્દના વિદ્યાર્થીઓને કેમ ન મળે?'

પરિષદમાં ઉપસ્થિત હતાં, તે બધાંનું લક્ષ હિન્દુસ્થાનની અસ્મિતા પ્રત્યે ગયું. હિન્દુસ્થાનના વિદ્યાર્થીઓ જગતના કોઇ પણ દેશના વિદ્યાર્થીઓથી હલકી પંક્તિના નથી; આ મતલબનો અવાજ ઉઠાવનારાં હંસાબહેનને જોઈ ચકિત થયા.

આ પ્રમાણે સ્વદેશમાં સગાંવહાલાંઓની મમતાવર્ષા, આજ્ઞાનું પાલન કરના માટેની નોકરચાકરોના હૃદયની ઉત્કંઠા તથા અમીરાતથી નીતરતી કલ્પ-વૃક્ષ-છાયા ઇત્યાદિથી વિખૂટાં પડી એકલાં વિદેશયાત્રાએ જવું અને વિદેશમાં જઇ જીનીવા, સાનફ્રાન્સિસ્કો અને પોર્ટલેન્ડમાં યોજાયેલી વિવિધ ધ્યેય-લક્ષી વિશ્વ પરિષદોમાં હાજરી આપી પોતાના રાષ્ટ્રનો અવાજ રજુ કરવો એ કંઇ ઓછા જ મહત્ત્વની વાત નથી.

પોર્ટલેન્ડની વિશ્વ વિદ્યાર્થી પરિષદ પછી હંસાબહેનની ઇચ્છા એશિયાના આગળ વધેલા દેશ જાપાનમાં જઇ ત્યાંનાં વિદ્યાકેન્દ્રો અવલોકવાની થઈ.

સને ૧૯૨૩ માં તેઓ જાપાન ગયાં.

જાપાનમાં એમણે ફક્ત વિશ્વવિદ્યાપીઠ અવલોકીને સંતોષ માનવાનો ન હતો. ત્યાંની સ્ત્રી-સંસ્થાઓ જોઈ અભ્યાસ કરવાનો હતો. ત્યાંનાં મહિલામંડળો કેવાં છે, ને તેમની પાસે કેવાં કાર્યક્ષેત્રો છે, એ બધું અવલોકવું હતું.

આ બધો અભ્યાસ કરવા માટે જાપાનના પાટનગર ટોકિયોમાં ‘ ઇમ્પીરીઅલ હોટેલ ’માં તે ઉતર્યાં. ત્યાંનાં મહિલામંડળોનું અવલોકન એમણે શરૂ કર્યું.

સને ૧૯૨૩ ના સપ્ટેમ્બર માસની પહેલી તારીખે હંસાબહેન ટોકિયોના ઇમ્પીરીઅલ હોટેલમાં પોતાના ઓરડામાં બપોરના બાર વાગે ભોજનની રાહ જોતાં બેઠાં હતાં. ભોજન કરી એમની ઇચ્છા યોકોહામા બંદર તરફ ઉપડવાની હતી.

એકાએક તેમણે ધરતીને ધણધણતી જોઇ; ચિચિયારીઓ સાંભળી; ન સમજાય તેવા પડછંદ સાંભળ્યા.

તેમણે પોતાના ઓરડામાંથી બહાર રસ્તા પર જોયું; મકાનોને ભૂમિની છાતી પર ઢળી પડેલાં જોયાં—બે પાંચ પંદર મકાનો નહિ; સેંકડોના અંકથી ગણવાં પડે તેટલાં, રસ્તામાં ફાટ પડેલી દેખાઇ. કેટલાક રસ્તા તો ચીરાઇ ગયેલા જણાયા. કુદરતી પ્રકોપ આટલાથી શાન્ત ન થયો; તે એણે અગ્નિના તાંડવનો આરંભ કર્યો, હજારો માણસોનાં આક્રંદ સંભળાવા લાગ્યાં. તેમાં સ્ત્રી–બાળકોની કરુણાજનક કીકીયારીઓ મિશ્ર થઇ જતી હતી.

આ ક્રુર ધરતીકંપે ટોકિયોની પોણા ભાગની સમૃદ્ધિનો નાશ કરી નાખ્યો.

આ જ મહાભયાનક ધરતીકંપની અસરથી રેશમના વેપાર–ઉદ્યોગથી જગતમાં ખ્યાતનામ બનેલું યોકોહામા તો સાવ નાશ પામ્યું. ધરતીકંપની કારમી અસર ટોકિયો શહેર અને યોકોહામા બંદરની આજુબાજુના વિસ્તારોમાં થઇ હતી.

નવાઇ તો એ હતી કે ટોકિયો શહેરની પોણા ભાગની ઇમારતો ચૂર્ણવીચૂર્ણ થઈ ગઇ. ઇમ્પીરીઅલ હોટેલની આજુબાજુનાં મકાનો જમીનદોસ્ત થઇ ગયાં. છતાં ઇમ્પીરીઅલ હોટેલવાળું મકાન બચી ગયું. એમાં હંસાબહેન હતાં; માટે જ નાશના દૂતો એ મકાન પાસે આવી કંઇ પણ અનર્થ ઉપજાવ્યા વિના ચૂપચાપ નાસી ગયા, એમ તો ન જ કહેવાય ?

વીર નરનારીઓ તેમના માથા પર આફતના ડુંગર પડવા છતાં હસતાં જ હોય છે; પણ જ્યારે નિર્દોષ જનોને દુઃખથી રિબાતાં જુએ છે, તે સમયે કકળી ઊઠે છે.

હંસાબહેન પણ ટોકિયો શહેરનો મહાવિનાશ જોઇ કકળી ઊઠયાં. એમના હૈયે આજ સુધીમાં આવી ભયાનક ચોટ વાગી જ ન હતી. ક્ષણો સુધી તો અન્યમનસ્ક રહ્યાં હતાં.

અનેક ધૈર્યશીલ સ્ત્રી પુરુષોનાં ધૈર્યની કસોટી કરનારો એવો સમય હતો.

હંસાબહેનનું હૃદય ફફડી ઊઠ્યું; પણ ઇલાજ શો ? એમણે જોયું કે ગભરાઇ જવાથી વિપત્તિનું વાદળ વિખેરવાનું જ નથી. આથી એમણે બીજાઓને ધૈર્ય ધારણ કરવાની વિનંતી કરી.

જાપાનનો આ ભયાનક મનાયેલો ધરતીકંપ જગતના અખબારોના પાને ચઢી ગયો હતો. આ હૃદયદ્રાવક સમાચારો જ્યારે હંસાબહેનનાં માતાપિતા, બન્ધુ, ભગિનીઓ અને અન્ય સ્વજનોએ સાંભળ્યા તે સમયે તેઓ ચિન્તામાં ડૂબી ગયાં. સ્નેહી સંબંધીઓ પણ હંસાબહેનનું શું થયું હશે, એ જ ચિન્તામાં દુઃખવશ બન્યાં હતાં. પણ જૂનવાણી લોકો વાત વાતમાં જેનો ઉલ્લેખ કરતાં હોય છે તે-' જેને રામ રાખે તેને કોણ ચાખે ? ' કહેવત હંસાબહેન સંબંધમાં સાચી પડી, કેમકે કેટલાક દિવસો પછી એમનાં પ્રિય સ્વજનોએ સંદેશો પ્રાપ્ત કર્યો, કે હંસાબહેન ટોકિયો છોડી કોબેમાં સહિસલામત આવ્યાં છે.

આ સંદેશો સાંભળનારાંઓએ ને વાંચનારાંએ ' રામ રાખે તેને કોણ ચાખે ' એ કહેવતને મૂર્તિમંત બનેલી જોઇ.

ધરતીકંપનો ભયાનક પ્રસંગ હંસાબહેનના જીવનમાં પ્રેરક તો બન્યો.

જાપાનમાં એમણે કેટલુંક જોયું અને બાકીનું જોવા–જાણવા જેવું હતું તેમાં ધરતીકંપ અંતરાય બની ગયો.

નિર્દય ધરતીકંપે જાપાનનાં અનેક સ્રીમંડળો, શિક્ષણકેન્દ્રો અને હુન્નરઉદ્યોગના મથકો એમને જોવા જ ન દીધાં.

સને ૧૯૨૩ ના ઑક્ટોબર માસમાં તેઓ સ્વદેશ-હિન્દમાં પાછાં ફર્યા.

હિન્દમાં આવતાંવેંત હંસાબહેને ટોકીયોના વિકાળ ધરતીકંપનું હૃદયદ્રાવક વર્ણન મુંબઈના દૈનિકપત્ર બોમ્બે ક્રોનીકલમાં આપ્યું.

*

## ૯. લગ્ન

> "લગ્ન એ માત્ર કામવાસનાની તૃપ્તિ માટે નથી. લગ્નનું કારણ રૂપ નથી, પણ ગુણ છે. એક સરખા વર્ણ અને સામાજીક ઊંચી કોટિમાંજ અંદર અંદર લગ્ન થાય એ વ્યવહારિક સગવડતાના લગ્નપ્રેમના આદર્શને પોષતી નથી. લગ્ન પ્રેમમાં વર્ણનો બાધ આવવો જોઇએ નહિ."
>
> [ કવિ શામળ ]

ત્યાં બંધનો નિરખું હું, જડતા પ્રસારે,
ચઢો પ્રથા ધરીં ઉંલી, પ્રભુપંથ દ્વારે,
ને વર્ણના જયધ્વનિ, હજી તે ગજાવે,
શું લગ્નના જીવનમાં, જય વર્ણભેદ ?
છે સ્નેહની સ્મિતભરી અદ્દભૂત કુંજ
છે ત્યાગની તપભરી સખિ ઐક્યસૃષ્ટિ
છાયાં ભલે તિમિરનાં દલ તેજ પુંજે,
વ્યક્તિત્વનો યુગનવો કરીં ક્રાન્તિ જાઓ.*

સામાન્ય સમાજમાં ચાવી દીધેલાં રમકડાં–પુતળીઓમાંનાં એક હંસાબહેન ન હતાં. હાઇસ્કૂલમાં અભ્યાસ કરતાં હતાં; ત્યારથી જ તે પોતાની માન્યતાને કચડતાં ન હતાં. અલબત્ત પોતે જે માન્યતા ધરાવે છે, તે કેટલા પ્રમાણમાં સાચી ને કેટલા પ્રમાણમાં જુઠ્ઠી છે, તેનો ચુકાદો આપ મેળે પ્રાપ્ત કરી લેતાં. બુદ્ધિના તત્વોથી સર્વથા દૂર રહેતું પ્રથાપાલન તો એમને જરાય ગમતું ન હતું.

* કાવ્યગ્રન્થ 'બપોર' માંથી.

કૉલેજમાં ગયા પછી વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓ તેમના જીવન સંબંધમાં અનેકવિધ વિચારો કરતાં હોય છે. કૉલેજ-જીવનમાં એવા પણ તરંગો આવે છે કે અમુક નેતા જેવું જીવન કેમ ન જીવવું? અમુક તપસ્વિની પેઠે રાષ્ટ્રસેવા કેમ ન કરવી?

હંસાબહેન પણ એવા તરંગોમાં ઘણી વાર લીન બની જતાં. એમના બહોળા વાચનને લીધે જીવનનાં બધાં ક્ષેત્રો એમની કલ્પના-ભૂમિમાં ચમકી જતાં.

વિદેશયાત્રા પછી તો શિક્ષણ પ્રત્યેની એમની પ્રીતિ જાહેરમાં આવી ગઈ.

આવી પ્રગતિશીલ કક્ષાએ પહોંચેલાં હંસાબહેન સને ૧૯૨૨ માં ઇગ્લાંડથી હિન્દ પાછાં ફર્યાં. એ સમયે એમનાં સ્વજનોએ એમની સામે અતિ મહત્ત્વનો એક પ્રશ્ન મૂક્યો.

એ પ્રશ્ન હતો એમનાં લગ્નનો.

હંસાબહેન એ કોટિનાં તો રહ્યાં જ ન હતાં કે એમનાં વડિલો અને અન્ય કુટુંબીજનો એમને પૂછ્યા વિના એમના વેવિશાળની તૈયારીઓમાં પડી જાય. વળી વડિલો તેમજ કુટુંબીજનો સંકુચિત વિચારનાં પણ ન હતાં કે એવી મિથ્યા ભાંજગડમાં તેઓ પડે. એથી વિશેષ તેઓ માનતાં હતાં કે સંતાનની સંમતિ વગર લગ્ન બાબતમાં પ્રયત્નો કરવાં જ ન જોઈએ. આવાં શિક્ષિત અને સંસ્કારી વડિલો એ સમયે સમાજમાં અલ્પ સંખ્યામાં હતાં.

હંસાબહેન પાસે આ પ્રશ્ન મુકવામાં આવ્યો ત્યારે તેમણે તે સમયે તો માત્ર એટલું જ કહ્યું: ‘એ સંબંધમાં હું કોઇ ને કોઇ નિર્ણય પર આવી જઈશ.’

ગુજરાતના દક્ષ અને તત્વજ્ઞાની પિતા પોતાની પુત્રીના આ ઉત્તરથી જરાય નાખુશ ન થયા. વડોદરાના દીવાન, વિશાળ સમુદાયમાં પ્રતિષ્ઠા પામેલા — અને વિદ્વાનોના નાનકડા સમુહમાં ‘સમર્થ’ તત્વવેત્તા’ તરીકે ઓળ-

ખ્યાયેલા સંસ્કૃતજ્ઞ શ્રી મનુભાઈ નંદશંકર મહેતાએ પોતાની પ્રગતિ-શીલ પુત્રીને એ સંબંધમાં વિશેષ કંઈ સલાહ સૂચન આપ્યાં નહિ.

સુસંસ્કારી, સુશિક્ષિત અને આગળ વધેલાં કુટુંબોમાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય કેવી વિવેકભરી રીતે જળવાતું હતું; એનું આ એક ઐતિ-હાસિક દૃષ્ટાંત છે.

એ સમયે મધ્યમ વર્ગના અને નીચલા થરના બહુજન સમાજમાં લગ્નને જીવનનું સર્વસ્વ માનવામાં આવતું હતું. ઉપલા થરનાં સ્ત્રી પુરુષો લગ્નને આવશ્યક માનતાં હતાં એટલુંજ.

માણસે લગ્ન કરી લીધાં એટલે એણે સંસારમાં બધું જ કરી લીધું આ માન્યતા શૈક્ષણિક દૃષ્ટિએ મધ્યમ લેખાતો વર્ગ સેવતો હતો. નીચલો થર પણ આ જ સંકુચિત માન્યતા ધરાવતો હતો. ઉપલા કેટલાંક સ્ત્રી પુરુષો તો લગ્નને જીવન માટે અગત્યની સાધનાઓમાંની એક સમજતાં હતાં. લગ્ન ઉપરાંત માણસે સંસારમાં ઘણું કરવાનું હોય છે. જીવનની જરુરી બાબતોમાં લગ્નનું સ્થાન ગૌણ છે. એમ પણ તેઓ માનતાં હતાં.

શૈક્ષણિક નજરે જે નીચલો થર હતો તે તો સાવ અભણ હતો. એ માનતો હતો કે નાતબહાર લગ્ન થાય જ કેમ?

આર્ય સમાજશાસ્ત્રીઓએ લગ્નના આઠ પ્રકાર ઠરાવ્યા છે. એ આઠે પ્રકારમાં એકે પ્રકાર એક જ નાતમાં લગ્ન થવાં જોઈએ એવો કોઈ આદેશ આપતો નથી. તેઓએ લગ્નનુ ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચ-તમ વર્ગીકરણ કર્યું છે એમાં ક્યાંય પણ 'એક જ જ્ઞાતિ' ને સ્થાન અપાયું નથી. અલબત્ત, બંન્ને પક્ષનાં વડિલોની સંમતિથી થતાં હોય તે લગ્નને તેઓએ દૈવી લગ્ન કહ્યાં છે. બે પ્રેમીઓ પરણી જાય તેને ગાંધર્વલગ્ન નામ આપવામા આવ્યું છે.

સમાજશાસ્ત્રીઓએ દૈવી અને ગાંધર્વ ઉપરાંત બીજા ૭ પ્રકારમાં લગ્નને વહેંચ્યું છે. પિશાચ લગ્ન અને રાક્ષસ લગ્ન જેવા પ્રકારો પણ દર્શાવાયા છે. આ લગ્ન–પ્રકારોમાં એક ન્યાતનું સ્થાન જ નથી.

ન્યાતને ને લગ્નને કોઇ સંબંધ જ નથી. નાગકન્યા સુમિત્રા અને આર્યકુમાર દશરથ: નાગકન્યા સુલોચના અને અનાર્ય ઇન્દ્રજીત: દેવકન્યા પાર્વતી અને યોગી શંકર, અસુરકન્યા શચિ (ઇન્દ્રાણી) અને દેવકુમાર શક્ર (ઇન્દ્ર) નાગકન્યા મનસા અને આર્ય બ્રાહ્મણ જરત્કારુ.

આ લગ્નમાં એક જ્ઞાતિ જેવું શું હતું? વસિષ્ઠ અને અગત્સ્ય બંન્ને ભાઇઓના પિતા વરુણ દેવ હતા અને માતા વારાંગના હતાં.

આ બધી પૌરાણિક ઘટના નીચેના થરનાં માનવી આગળ વર્ણવવા છતાં તેઓ કહેતાં કે એ કંઈ અમે ન જાણીએ. અમે તો એટલું જાણીએ કે અમારા ઘરડા ન્યાતમાં જ લગ્ન કરવાનું કહી ગયા છે.

આવું અજ્ઞાન પ્રવર્તતું હતું તે સમયે એટલે કે આજથી ત્રણ-સાડા ત્રણ દાયકા પૂર્વે સ્વામી દયાનંદ સરસ્વતિના આર્ય સમાજની ઊંડી અસરથી રૂઢિચુસ્તોના સમૂહનો અંધકાર ઓછો થતો હતો. ભોળાનાથભાઇના પ્રાર્થના સમાજ અને મેડમ બ્લેવેટસ્કીની થિયોસોફીકલ સોસાયટીના પ્રભાવ હેઠળ જનતા આવી હતી.

વીસમી સદીના પહેલા ત્રણ દશકામાં જ્ઞાતિપંચો અને ધર્મ-ગુરુઓની સત્તા પણ સમાજ પર છવાયેલી જ હતી.

વિધવાનાં પુનર્લગ્ન કે આંતરજ્ઞાતીય લગ્નની હીમાયત કરનારાઓ મુસીબતોમાં મુકાઇ જતા. સમાજમાં એમનો તિરસ્કાર થતો.

વિદેશયાત્રા પ્રત્યે માનની નજરે જોવાતું ન હતું.

ધાર્મિક કે સામાજિક સુધારા કરવાની હિંમત કરનારા લોકસમૂહની આંખમાંથી ફેંકાઇ જતા. ધાર્મિક ક્ષેત્રો અને સામાજિક ક્ષેત્રો સંક્રાન્તિકાળ વચ્ચેથી પસાર થતાં હતાં.

સાડા ત્રણ દાયકા પૂર્વે કન્યાની અને કુમારની વય અમુક અંક સુધી પહોંચતી કે તરતજ તેમના વિવાહની ચિન્તા શરૂ થઇ જતી. કન્યા એવું માનતી કે એનું સારી રીતે ગુજરાન ચલાવી શકે એવો

રુપાળો યુવાન વર એને મળી જાય એટલે જગતને એ જીતી ગઇ. એવો વર મળ્યા પછી જીવનમાં એણે વરના રાજ્યમાં મહાલવા સિવાય કંઇ જ કરવાનું નથી.

આવું જ પુરુષ માનતો.

એમનાં વડિલોએ તો કન્યા કે પુત્રનાં લગ્ન કરી નાખ્યા પછી એમ જ માન્યું છે કે તેઓએ દુનિયાને ચકિત કરી મુકી છે. દુનિયાની જ ભૂલ છે કે એ એને માનપત્ર નથી આપતી.

—બહુ જનસમાજ આવી માન્યતામાં રાચતો હતો.

આજે ૧૯૬૨ ની સાલમાં જૂની માન્યતાઓમાંની કેટલીક તો સાવ નાશ પામી છે. જ્યારે થોડીક હજી યે તેમના ચાહકોની ચાહનાને ધારણ કરવાથી મસ્ત હાલતમાં વ્યક્તિઓને કચડી રહી છે. કોઇ કોઇ માન્યતા તો એટલી બધી સંકુચિત છે કે કુમારને અને કુમારીને નિષ્ક્રિય કરી મુકે છે.

આવી જડ માન્યતાઓમાં લગ્નની માન્યતાનું સ્થાન મહત્ત્વનું છે.

આજે અનેક કન્યાઓ અને કુમારો રૂઢિના ચક્રોમાંથી બહાર નીકળી ગાંધર્વ લગ્ન કરતાં થયાં છે. આવાં હિમ્મતભર્યાં લગ્ન કરનારાંઓ પણ જ્યારે એમ માને છે કે જીવનમાં જે કીર્તિસ્તંભ ઊભો કરવાનો હતો તે તેઓએ કર્યો છે; હવે તેઓએ નાણાં મેળવવા સિવાય કંઇ જ કરવાનું નથી.

આ પ્રમાણે નવા યુગને ઓળખનારાંઓ પણ લગ્નને જીવનનું મોટામાં મોટું કર્તવ્યકેન્દ્ર માની તેમની નૈતિક હિમ્મતને કચડાઈ જવા દે છે. ત્યારે ત્રણ–ચાર દશકા પરની લગ્નવિષયક માન્યતાઓ આજની માન્યતા કરતાં વધારે જડ હોય એમાં નવાઇ શી ?

ત્રણ–સાડા ત્રણ દશકા પૂર્વે એટલે કે વીસમી સદીના આરંભની પહેલી પચ્ચીશીની આસપાસનો સમય. એ સમયે હાઇસ્કૂલો અને કોલેજોના શિક્ષણથી જડ માન્યતાઓની ભયાનકતાનો ખ્યાલ વિદ્યાર્થીઓને થવા માંડયો તો હતો જ. પણ એ અસર ફાલવા ન પામે તે

હેતુથી 'નાતથી તરો ને નાતથી મરો' નો જીવનમંત્ર ભણાવનારા રૂઢિચુસ્તોએ જોરદાર આક્રમણ શરુ કર્યું હતું. એ આક્રમણના બળથી શિક્ષણની અસર દબાઇ જતી હતી.

એવા વિકટ સમયમાં પરનાતમાં લગ્ન કરવાં કેટલાં દુષ્કર ? એવા વિચારો રજુ કરનારાએ પ્રત્યે પણ જ્યાં ઘૃણાથી દષ્ટિપાત થતા હોય ત્યાં લગ્ન કરવાની વાત જ કયાં રહી ?

એ સમયે એક નાતમાં બે ત્રણ તડો હોય તો બીજા તડમાં લગ્ન કરવાનુ કાર્ય કઠિન હતું.

જેમની પાસે નૈતિક હિમ્મત છે, સત્ય છે, આદર્શ છે અને સત્યને અનુસરવા જેટલી નીડર મનોવૃત્તિ છે તેઓ આજુબાજુની મુસીબતોથી ગભરાઇ સત્યને તજતાં નથી.

આ ગ્રન્થનાં ચરિત્ર નાયિકાએ સામાજિક ક્ષેત્ર ક્રાન્તિની ચિનગારીઓને કુમકુમ બનાવી પરનાતમાં લગ્ન કરવાનો પોતાનો નિર્ણય વ્યક્ત કર્યો.

એ સમયમાં આવી અજબ હિમ્મત દાખવનારી વ્યક્તિ હતી જ નહિ; એવુ ય ન હતું. અને હતી; તે પણ ઓછી સંખ્યામાં બહુ જ ઓછી સંખ્યામાં. આંગળીના ટેરવે ગણી લેવાય તેટલી ઓછી સંખ્યામાં.

હંસાબહેને પર નાતમાં લગ્ન કરવાનો નિર્ણય જાહેર કરતાંવેંત નાગર બ્રાહ્મણોમાં સનસનાટી ફેલાઈ ગઇ.

નાગર બ્રાહ્મણની ઊંચામાં ઊંચી ન્યાત. અરે, જે ન્યાતની કન્યા બીજા તડમાં વિવાહની કલ્પના ન કરી શકે તે ન્યાતની કન્યા કપોળ વણિક જ્ઞાતિના તરુણને પરણે? અરે એવું બને તો તો હિન્દુ ધર્મ રસાતળે જાય. જગતમાં હિન્દુ સંસ્કાર જેવું કંઇ જ બાકી રહે નહિ. પૂર્વ અને પશ્ચિમમાં આગ સળગી ઊઠે.

આ પ્રકારનો ક્રોધાગ્નિ નાગર બ્રાહ્મણોની ન્યાતમાં વ્યાપક બની ગયો.

પડયું હોય તેમ હાહાકાર મચાવી મૂક્યો: 'હળાહળ કળિયુગ આવ્યો છે. કળિયુગે મોટાં મોટાં રાજા–રાણીઓને ધર્મપથ પરથી અધર્મની ગર્તામાં ગબડાવી માર્યાં છે. વર્તમાન દિવસોમાં પણ કળિએ નાગર-બ્રાહ્મણની ઉચ્ચ જ્ઞાતિની આગળ વધેલી કન્યાને ભમાવી મૂકી છે.'

રૂઢિચુસ્તોના હૃદયમાં પ્રકટ થયેલો આ રોષાવેશ કેવો દયાજનક!

પ્રાચીન કાળના સમાજશાસ્ત્રીઓ દ્વારા અસ્તિત્વમાં આવેલી અત્યુત્તમ લગ્ન રચનાને બાજુએ હટાવી તેની જગા પર, કોઈ એક સમયમાં અર્ધદગ્ધોએ ઘડી ઠસાવેલી લગ્નરચના કેવી બુદ્ધિશૂન્ય!

'ન્યાતમાં જ લગ્ન થાય' આ નિયમથી વિભુષિત બનેલી લગ્નરચનાને બુદ્ધિપ્રદ માને કોણ?

આવી બુદ્ધિશૂન્ય પ્રણાલિકાઓ માત્ર આ વીસમા શતકમાં પ્રચલિત છે, એમ નથી. અનેક વર્ષો પૂર્વે પણ આવી વિનાશક પ્રણાલિકાઓ સમાજક્ષેત્રે પ્રચલિત હતી.

દરેક યુગે યુગે પુરુષોએ અને યુગસન્નારીઓએ અનર્થકારી પ્રણાલિકાઓને તોડી ફોડી ફગાવી દીધી છે. મહર્ષિ વસિષ્ઠ અને તેમના બન્ધુ અગત્સ્ય મુનિ બંન્ને મહાન પુરુષોનાં માતા પિતા એક વર્ણનાં ન હતાં. ઉષા અને અનિરુદ્ધ: જાંબુવંતી અને કૃષ્ણ: પદ્મા અને ચન્દ્ર એક વર્ણ—ન્યાતનાં ન હતા. પૂર્વકાળમાં વર્ણાન્તર લગ્ન પ્રત્યે બાધ ન હતો.

લગ્ન અને પ્રેમ વચ્ચે પ્રેમ છે. લગ્ન અને ત્યાગ વચ્ચે પ્રેમ છે, રુપ રંગ અને યૌવનના આકર્ષણોમાં પ્રેમ હોય છે કે કેમ તે એક મહાપ્રશ્ન છે. પણ બે સમાન ગુણો વચ્ચે તો પ્રેમે પ્રકટવું પડે છે. એક ગગનનાં બે પંખીઓ વચ્ચે એક ભોમના બે પ્રવાસીઓ વચ્ચે અને એક સાગરના બે તરૈયાઓ વચ્ચે પ્રેમે પ્રકટવું જ પડે છે.

બંન્ને પૂજારી સખિ ક્રાન્તિપથી,
સંસ્કાર હૈયે હૃદયના સમાન.
આરાધના શિક્ષણ જ્યોતની ને,
મંધ્યા ઉષા ચિંતન એક કુંજે.

જાપાનથી હિન્દ આવી શ્રી. હંસાબહેને સને ૧૯૨૪ ના જાન્યુઆરી માસમાં ત્રીજી તારીખે ડૉ. જીવરાજ મહેતા સાથે લગ્ન કરી સામાજિકક્ષેત્રે પોતાનાં નૈતિક હિમ્મત, સત્યપ્રિયતા, નીડરતા અને પ્રગતિશીલતા નોંધાવ્યાં.

આ વર્ણાન્તર લગ્ન સામે અંધ પ્રથાપૂજકોએ વિરોધ ઉઠાવી પોતાને પ્રગતિરૂંધક સિદ્ધ કર્યા હતા.

પ્રગતિશીલ નરનારીઓએ તો આ લગ્નને સમાજક્રાન્તિનું ઉઘડતું-ઉજ્જવલ પાન કહ્યું હતું.

જ્ઞાતિભેદની ભીંતોને જમીનદોસ્ત કરવાની ગર્જનાઓથી જ્ઞાતિઓ તૂટી પડે નહિ. જ્ઞાતિઓ તોડવા માટે જ્ઞાત્યાંતર લગ્નો કરવાં પડે.

આજે સન ૧૯૬૨ માં શોધખોળ ચલાવીએ તો અસંખ્ય જ્ઞાત્યાંતર લગ્નો મળી આવે. પણ આજની આ પ્રગતિ હંસાબહેન અને જીવરાજભાઈ જેવાંઓની પહેલને આભારી છે.

હંસાબહેન અને જીવરાજભાઈનાં લગ્નનો બનાવ માત્ર વડોદરામાં, એ સમયના ગાયકવાડી વિસ્તારમાં કે ગુજરાતમાં જ ચર્ચાયો હતો એમ ન હતું. હિન્દમાં અને હિન્દબહાર પણ આ લગ્ને વ્યક્તિસ્વાતંત્ર્યનાં ધ્વજ ફરકાવ્યાં હતાં.

વૃત્તપત્રો, દૈનિકપત્રો અને માસિકપત્રોમાં હંસાબહેન અને જીવરાજભાઈના આ સાહસને વધાવી લેવામાં આવ્યું હતું.

સ્વ. કાંટાવાળાના 'સાહિત્ય' માસિકમાં આ સુધારક પગલાંની સ્તુતિ કરવામાં આવી હતી.

સ્વ. જીવનલાલ અમરશી મહેતાની વ્યવસ્થા હેઠળ ચાલતા 'સ્ત્રીબોધ' માસિકના સને ૧૯૨૪ ના ફેબ્રુઆરી માસના અંકમાં નોંધ હતી :

'જાન્યુઆરી ૧૯૨૪ માં વડોદરા ખાતે સર મનુભાઇ મહેતાનાં દીકરી હંસાબહેનનાં લગ્ન ડૉ. જીવરાજ મહેતા સાથે થયાં છે. અમે આ દંપતીને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. બંન્નેએ ઉચ્ચ કેળવણી લીધી છે. બંન્ને સંસ્કારી છે. બન્નેએ વિદેશ-વિહાર કર્યો છે. પરંતુ અભિનંદનનું ખાસ કારણ તો તેમણે જે જાહેર હિમ્મત બતાવી છે તે છે. હંસાબહેનનો જન્મ નાગરબ્રાહ્મણ કુટુંબમાં થયો છે. ડૉક્ટર કપોળ વાણિયા છે. આપણા સામાજિક રિવાજો મુજબ તો બે જણાએ રૂઢિથી ઉત્પન્ન થયેલી જ્ઞાતિભેદની દિવાલ તોડી છે. તે માટે તેમને તથા તેમની મદદે ઉભાં રહેનારાને અમે અભિનંદન આપીએ છીએ.

સમાજસુધારાની ઘણી ઘણી પરિષદોએ ઉભા કરેલા વાતાવરણને પરિણામે આવાં વ્યવહારૂ પગલાં લેવાવા લાગ્યાં છે. તે સમાજસુધારણા માટે બહુજ શુભ ચિન્હ છે'

હું તો કહું તિમિરનાં દલને હટાવે
એવી કદી નિરખું હું ચિનગારી તો તો
માનું મને ભગવતી જગમાં જડયાં છે
એને નમુ જીવનમાં ગણી ક્રાન્તિદેવી,
જ્ઞાતિ અને કુલતણી સખિ કોણ માતા ?
શા કાજ તે સ્મરી સ્મરી વિખવાદ સ્થાપું ?
તું-ગા પ્રભુ ! હરિગીતા હરિ એક નામ
અધારમાં પ્રકટ થા ધરી શૌર્ય જ્યોત.

*

## ૧૦. મુંબઈમાં કર્તવ્યભૂમિ ઊભી કરી

સને ૧૯૨૪ માં હંસાબહેન અને જીવરાજભાઈનાં લગ્ન થયાં, તે સમયે જીવરાજભાઇ વડોદરાના ચીફ મેડિકલ ઑફિસર હતા.

ડૉ. જીવરાજ મહેતાએ લંડનમાં રહી દાક્તરીની ઊંચામાં ઊંચી ડીગ્રી મેળવી હતી. લંડન હૉસ્પિટલમાં હાઉસ-એપોઈન્ટી તરીકે પણ તે અમુક સમય સુધી રહ્યા હતા. હિન્દી વિદ્યાર્થીઓના હક્ક રક્ષણ માટે એમણે લંડનમાં અંગ્રેજોની સુસ્તી ઊડી જાય તેવી ભારે લડત ચલાવી હતી. વડોદરા રાજ્યની નોકરી છોડી ડૉ. મહેતા મુંબઇ આવ્યા. મુંબઈમાં ડૉ. મહેતા કિંગ એડવર્ડ મેમોરિયલ હૉસ્પિટલના ચીફ મેડિકલ ઑફિસર અને ડીન નીમાયા.

હંસાબહેન પણ એમની સાથે સને ૧૯૨૫ માં મુંબઇ આવ્યાં.

કેળવાયેલાં સ્ત્રી પુરુષોના જીવનમાં લગ્ન ગૌણ વસ્તુ હોય છે. હંસાબહેન અને એમના પતિ ડૉ. જીવરાજ મહેતા લગ્નને જીવનનું કર્તવ્યકેન્દ્ર માનતાં ન હતાં.

હંસાબહેને લગ્ન પૂર્વે પોતાના જીવનનું ધ્યેય જગ જાહેર કર્યું હતું. જીનીવા, સાન ફ્રાન્સિસ્કો, પોર્ટલેન્ડ અને ટોકિયોના પ્રવાસે હંસાબહેનને શિક્ષણના ઉપાસક તરીકે જાણીતાં તો કર્યાં'જ હતાં. હિન્દનાં મહિલામંડળોમાં એમની પ્રતિભા તો ક્યારની અંકિત થઇ હતી. હવે તો પ્રગતિશીલ સ્ત્રીઓ હંસાબહેનના નવા કાર્યક્રમની પ્રતિક્ષા કરતી થઈ હતી.

હંસાબહેને મુંબઈમાં 'ભગિની સમાજ'ની પ્રવૃત્તિમાં રસ લેવા માંડયો. એ સમાજ આજે ય મુંબઇમાં સ્ત્રીઓની આગળ પડતી સંસ્થાઓમાંની એક લેખાય છે.

સ્ત્રીઓની સંસ્થામાં સક્રિય સેવા આપવા ઉપરાંત એમણે શિક્ષણના ક્ષેત્રે દૃષ્ટિ દોડાવી.

સને ૧૯૨૬ માં મુંબઈ મ્યુનિસીપાલીટિની સ્કૂલ્સ કમિટિમાં તે સભ્ય તરીકે ચૂંટાઇ આવ્યાં. એ સ્થાને સતત ચાર વર્ષ લગી રહી એમણે નોંધનીય સેવા આપી. કેટલીક તકલીફો સહન કરી એમણે નિયમિતતાનો અપૂર્વ સત્કાર કર્યો.

એ દિવસોમાં એક મહાપુરુષનો યાદગાર અવસર આવી ઉભો રહ્યો. એ અવસર એટલે ગાંધીજીનો મણિમહોત્સવ. એ ઐતિહાસિક અવસરને યાદગાર બનાવવા માટે હંસાબહેનના પ્રયત્નોથી નગરપાલિકા હસ્તકની શાળાઓમાં ગાંધીજીના જીવનના પાઠોનું વાચન કરવામાં આવ્યું.

હંસાબહેને શિક્ષણની દિશામાં રાષ્ટ્રપિતાના મણિમહોત્સવને નિશાળોમાં ગવાતો કર્યા પછી તે શાન્ત રહ્યાં નહિ.

ભારતમાં રાજકીય લડત શરુ થઇ. તે અરસામાં તેમનું લક્ષ અક્ષરજ્ઞાન પ્રચારની યોજના તરફ ખેંચાયું.

અક્ષરજ્ઞાન પ્રચારની યોજના આગળ વધેલી ન હોય તેવા કોઈ પણ રાષ્ટ્ર માટે અમૃતવર્ષાસમી છે. એ સમયે હિન્દ ગુલામ હતો અને એથી અક્ષરજ્ઞાન એના માટે અમૃતવર્ષા હતું.

એ યોજનાનો અમલ કરવામાં આવ્યો હોત તો તેની ખૂબી તે સમયમાં મુંબઈએ જોઇ હોત અને દેશભરમાં કેળવણીનું પગલું અજબ રીતે પડ્યું હોત.

સને ૧૯૨૮ માં ગુજરાતી સ્ત્રી સહકારી મંડળમાં અને ભગિની સમાજમાં એમણે પોતાનાં ઉત્સાહ જોમ, વિચારબળ અને કાર્યશક્તિ આપવા માંડયાં.

મુબઈની સ્ત્રી–સંસ્થાઓમાં નવા નવા પ્રશ્નો ચર્ચાતા. શિક્ષિત તેમ જ સંસ્કારી બહેનો તેમની સંસ્થાઓને યશસ્વી બનાવવાની કોશીશો કર્યે જતી.

વીસમીસદીના આરંભમાં સ્ત્રી સ્વાતંત્ર્યની વાતોને કેવળ ગમ્મત ખાતર સાંભળી લેવામાં આવતી હતી. પહેલા, બીજા અને ત્રીજા દશકા સુધી હિન્દના લગભગ બધા જ પ્રદેશોમાં પ્રગતિશીલ સ્ત્રીઓ શોધવાનું કામ સંશોધન જેવું હતું, મોટી સંખ્યામાં પ્રગતિશીલ મહિલાઓ એકત્ર કરવી હોય તો કયો પ્રાન્ત પસંદ કરવો, એ એક પ્રશ્ન હતો. પણ આ ત્રણે દાયકા દરમિયાન ગુજરાતી પ્રજામાં સ્ત્રીઓનાં જીવન-ધર્મનું ભાન સ્ત્રીઓને થયું. પતિની અનન્ય ભક્તિમાં જીવનધર્મ સમાઇ જાય છે, એ સંકુચિત દૃષ્ટિ વિશાળ બનવી જોઇએ, એ ખ્યાલ તેમને થયો.

પુરુષ એક પત્નીની ભક્તિ કરે અને સ્ત્રી એક પુરુષની ભક્તિ કરે, આ મહાન આદર્શ રામયુગમાં યશસ્વી બન્યો.

ભગવાન શ્રીકૃષ્ણના યુગમાં 'એક પતિ' નો આદર્શ ચલિત થયો નહિ. સ્ત્રીસમુદાયે તે આદર્શને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કર્યો. પણ મહાન પુરુષોથી એક પત્નીની ભાવનાને પોષી શકાઈ નહિ. કેમકે સ્ત્રીઓનું સંખ્યાપ્રમાણ વધી પડયું હતું. બબ્બે ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરી ચૂકેલો પુરુષ પણ પાંચમી સ્ત્રીનો પત્ની તરીકે સ્વીકાર કરે તો તે સમયધર્મનું પાલન કરનારૂં પગલું મનાતું હતું.

એ રામ અને એ કૃષ્ણયુગમાં પણ સ્ત્રીઓનો જીવનધર્મ સંકુચિત ન હતો. કેવળ પતિભક્તિમાં સન્નારી સમુદાય પરોવાઇ રહ્યો ન હતો. રામચન્દ્રજીનાં સાવકી માતા કૈકેયીએ પોતાના પતિ દશરથના રથનું પૈડું નીકળી જવા ન પામે, તે હેતુથી પોતાની આંગળીને કચડાઈ જવા દીધી હતી. કૈકેયીએ એ વેદના અયોધ્યાના સ્વાતંત્ર્ય અર્થે વેઠી હતી.

આવું જ દૃષ્ટાંત સત્યભામાનું છે. સત્યભામા દ્વારકાના યાદવ રાજા શ્રીકૃષ્ણચન્દ્રની ચાર રાણીઓમાંની એક હતાં.

શ્રી કૃષ્ણચન્દ્રે દ્વારકાનું રાજ્ય સામ્રાજ્યવાદના વિષથી દૂર રાખ્યું હતું. એમ પણ કહેવું અસત્ય નથી કે ત્રિવિષ્ટપ–તિબ્બત–સ્વર્ગના

પ્રજાતંત્ર પછી વિશ્વમાં બીજું કોઈ પ્રજાતંત્ર અસ્તિત્વમાં આવ્યું હોય તો તે દ્વારાવતીના યાદવોનું રાજ્ય હતું. શ્રીકૃષ્ણ દ્વારાવતીના રાજા તો હતા; પણ રાજતંત્ર તો દ્વારાવતીની યાદવસભા ચલાવતી હતી. જેમ ત્રિવિષ્ટપનું રાજતંત્ર દેવસભા ચલાવતી હતી.

અહિં પ્રજાતંત્રોનો ઇતિહાસ કથનો અનાવશ્યક હોવાથી સત્યભામાની જ વાત પર આવીએ.

સત્યભામા શિક્ષિત અને સંસ્કારી હતાં, એ તો ભાગવત અને મહાભારતમાં આવતા કૃષ્ણના જીવન પ્રસંગો વાંચવાથી સ્પષ્ટ થાય છે. સત્યભામાએ શસ્ત્ર–અસ્ત્રનું શિક્ષણ લીધું હતું તે હવે પછીની વાત પરથી સમજી શકાશે.

શ્રી કૃષ્ણના સમયમાં હસ્તિનાપુર, મગધ, ખાંડવ અને પ્રાગજ્યોતિષ રાજ્યોનાં રાજતંત્રો સામ્રાજ્યવાદને પોષનારાં હતાં. શ્રી કૃષ્ણે એ વાદનો નાશ કરવા માટે યુદ્ધોને આવશ્યક માન્યાં હતાં.

પ્રાગજ્યોતિષમાં કિરાત અને અર્જુન નામના બે ભાઈઓનું રાજય હતું. આખા ય પ્રદેશમાં સામ્રાજ્યવાદનું ઝેર અમૃતના રુપમાં છલકાઇ રહ્યું હતું. અનાચાર કરનારા રાજ્યના અધિકારીઓ રાજાના પ્રીતિપાત્રો રહ્યા કરતા. સૌન્દર્યમયી શીલવતી યુવતીઓએ ભયભીત હાલતમાં જીવન ગુજારવું પડતું. નિર્ધન પ્રેમી–પ્રેમિકાઓની દુઃખદ સ્થિતિ રહ્યા કરતી. ખેતીહારો ભૂખે મરતા. વિદ્વાનોની મશ્કરીઓ થતી. ઇશ્વરની આજ્ઞાઓ પર વિવેચનો થાય, પણ રાજાના માનીતા નરાધમોએ આજ્ઞા કરી હોય તે પર વિચારાય જ નહિ. આવી વિનાશક રાજનીતિ ધરાવતા પ્રાગજ્યોતિષના રાજાઓનો નાશ કરવા દેવોની વિનંતિથી શ્રીકૃષ્ણે યુદ્ધ આરંભ્યું. યુદ્ધમાં મહત્ત્વના અસ્ત્રોમાં ધનુષ્ય બાણ, ચક્ર, સાંગ ઈત્યાદિ ગણાતાં હતાં. શસ્ત્ર કહી શકાય તેવી સાંગ પણ વપરાતી અને અસ્ત્ર કહી શકાય તેવી સાંગનો પણ ઉપયોગ થતો.

શ્રી કૃષ્ણ અને કિરાત વચ્ચે અસ્ત્રયુદ્ધ જામ્યું હતું. કૃષ્ણ વારંવાર ચક્ર છોડતા હતા; પણ કિરાત એમના ચક્રને નિષ્ફળ કરી મૂકતો

હતો. કૃષ્ણે પોતાની પાસે હતી તે બધી નવી નવી રીતો અજમાવી પણ તે બધી રીતોની કિરાતે પ્રથમથી જ માહિતી મેળવી લીધી હતી; આથી તેણે એક રીતને કારગત થવા જ ન દીધી. આ યુદ્ધમાં સત્યભામા ઉપસ્થિત હતાં. એણે કૃષ્ણને થાકી ગયેલા જોયા. તરત જ સત્યભામાએ ચક્ર ઊચકી કિરાત પર ફેંક્યું. કિરાત એનો વેગ રોકી શક્યો નહિ. સત્યભામાએ ફેંકેલા ચક્રથી કિરાતનું માથું ધડથી જુદું પડ્યું.

તે દિવસ કાળી ચૌદશનો. આશ્વિન માસની કૃષ્ણપક્ષીય ચૌદશ કાળી ચૌદશ લેખે ઓળખાય છે. છતાં તે દિવસે લોકો દીવા પ્રકટાવે છે. તેઓ માને છે કે કિરાત જ અંધકાર હતો. એનો નાશ થવાથી દીવા થવા જોઇએ.

કિરાતના મૃત્યુથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી હતી દીવા પ્રકટાવ્યા હતા. 'દીવાળી' નો તહેવાર તે દિવસથી અસ્તિત્વમાં આવ્યો. કાળીચૌદશની રાતે સત્યભામાએ ફેંકેલા ચક્રથી કિરાત હણાઇ ગયો. એથી હર્ષિત થઇ મૃત્યુલોકના લોકોએ ને માનવીઓએ દીપમાળાઓ જગવી.

આ ઘટના પરથી એટલું તો સિદ્ધ થાય છે કે સત્યભામા શસ્ત્રો તેમજ અસ્ત્રોનાં કેવાં ઊંડાં અભ્યાસી હતા !

કૈકેયી અને સત્યભામા ઉપરાંત બીજી અનેક સ્ત્રીઓના દૃષ્ટાંતો પુરાણોમાં પડેલા છે. એનું વાચન કરવાથી જણાઇ આવશે કે સ્ત્રીઓ પણ પુરુષો પેઠે વિદ્યાકલાના તેમજ અન્ય ક્ષેત્રે વિક્રમ નોંધાવી ચૂકી છે.

તુર્કો અને મુગલો ભારતમાં આવ્યા પછી જ સ્ત્રીઓમાં શિક્ષણવૃત્તિ ઘટવા માંડી. ઘટી ઘટીને તે એટલે સુધી ઘટી કે સ્ત્રીઓ પોતે એમ માનતી થઇ ગઇ કે ઘરમાં વાસણ અજવાળવાં, રસોઈ કરવી અને બાળકો ઉછેરવા સિવાય વિશેષમાં ઘરમાં બેસીને થઇ શકે એવાં ગૃહઉદ્યોગનાં ને હુન્નરનાં કામ કરવાં.

ઘરમાં રહ્યા કરવું એ પરદેશી સંસ્કાર છે. જે યુગમાં એ સંસ્કાર જે પ્રજા માટે સર્જાયો તે યુગમાં કદાચિત્ તે સમયવર્તી હશે. પણ એ પછીના સમયમાં હિન્દની સ્ત્રીઓ માટે તો એ સંસ્કાર ઉન્નતિકર રહ્યો નહિ. એમાંથી જ ઘૂમટો ખેંચવાનો રિવાજ ઉપસ્થિત થયો. 'છોકરીઓએ શાળાકીય શિક્ષણ લેવાની શી જરુર છે?' 'છોકરીઓ રાંધતાં, વાસણ માંજતાં, કચરો–પૂંજો કાઢતાં, સાસુ નણંદનાં ત્રાસને મીઠો માનતાં શીખે તે જ તેમને માટે ઉત્તમ શિક્ષણ છે,' આ માન્યતાઓ સ્ત્રી સમાજમાં રુઢ બની ગઇ.

વીસમીસદીના આરંભના ત્રણ–ચાર દશકા સુધી ભારતના નારી-સમુદાયોમાં ઉપર વર્ણવાયા તે પ્રકારના રૂઢ આચાર વિચારો જેમ ભરપૂર રહ્યા છે. દેશના કોઇ કોઇ વિભાગમાં એ વિચારોને નવા વિચારોએ યુદ્ધ આપ્યાં છે, એ પણ એટલી જ સાચી વાત છે. પણ એ રૂઢ માન્યતાઓ સ્ત્રી સમુદાયોનું કેટલું અહિત કરનારી બનતી રહી છે એનો ખરો ખ્યાલ તો આ સદીની પહેલી પચ્ચીશીમાં શૌર્ય સાહસ કરનારી, નવયુગની હિમ્મતવાન મહિલાઓએ જ આપ્યો છે.

મહિલાઓએ એકત્ર થઇ તેમનાં અધિવેશનો ઊભાં કર્યાં છે. અધિવેશનોમાં કેળવાયેલી સ્ત્રીઓએ નાત, જાત અને પ્રાન્ત જેવા વાડા ઉપસ્થિત કર્યાં વગર તન, મન તથા ધન અર્પી મહત્ત્વના ભાગ ભજવ્યા છે.

હું અહીં અખિલ હિન્દ મહિલા પરિષદની ત્રીજી બેઠક સંબંધમાં કંઇક કહું. કેમકે એ અધિવેશનમાં સ્વાગત મંડળ મહત્ત્વનુ હોવા સાથે એ મંડળના મંત્રીપદે હંસાબહેન અને પ્રમુખસ્થાને હતાં લેડી દોરાબ તાતા.

એ પરિષદનાં અધ્યક્ષ હતાં સરોજિની નાયડુ.

હંસાબહેનની કાર્યદક્ષતા જોઇ લેડી તાતાએ સંતોષ વ્યક્ત કર્યો; ને વિશેષમાં " ધી નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન ઇન ઇન્ડીઆ "

ના મંત્રી તરીકે કામ કરવા જણાવ્યું. તે સમયે તે સંસ્થાના અધ્યક્ષ હતાં લેડી તાતા.

એ સંસ્થા આંતરરાષ્ટ્રીય સ્ત્રી પરિષદની હિન્દ ખાતેની એક શાખા હતી.

લેડી તાતાએ સૂચવ્યા પ્રમાણે હંસાબહેને 'ધી નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન ઇન ઇન્ડીઆ'માં મંત્રી તરીકે જોડાવા તૈયારી દેખાડી અને એક મહત્ત્વની છૂટ માગી. છૂટ માંગતાં તેમણે કહ્યું : 'કોંગ્રેસની લડતમાં હું રસ ધરાવું છું. એથી ગમે તે પળે હું એમાં ઝંપલાવીશ.'

એમની શરતનો સ્વીકાર થયો; ને એમણે 'નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન ઇન ઇન્ડીઆના' સેક્રેટરી તરીકે સેવા આપવા માંડી. એમની સેવાઓ પ્રત્યે અનેક સંસ્કારી તેમજ શિક્ષિત કુટુંબો આદરમાનભરી દૃષ્ટિથી નિરખવા લાગ્યાં.

હંસાબહેન 'નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન ઇન ઇન્ડીઆ' ને વિશેષ સેવાઓ સમર્પે, તે પૂર્વે તો હિન્દના મુક્તિ સંગ્રામે એમને પોતાની તદ્દન નિકટમાં ખેંચી લીધાં.

આરાધનાઓ થતીં કોટિ કોટિ
ગુંજે અશ્રુઓ મહીં મુક્તિ સૂત્ર
સંગ્રામ ખેંચે નિજ પ્રીતિ ભક્તિ
હૈયે વસ્યું ચુંબક મુક્તિ ઘેલું
એને અરે કોણ શકે ડરાવી ?
હે રાષ્ટ્રમુક્તિ ! ઝટ આવ પાસે.

સને ૧૯૪૪ માં કમળાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે યોજાયેલા અખિલ હિન્દ મહિલા પરિષદના અધિવેશનમાં શ્રી હંસાબહેને નાગરિક સ્વાતંત્ર્યનો ઠરાવ રજુ કરતાં હિન્દની અને ઇંગ્લાંડની સ્થિતિમાં કેટલો ફેર છે તે સમજાવ્યું હતું. તેમણે કહ્યુ કે ઇંગ્લાંડમાં ઓર્ડિનન્સોથી

અખિલ હિંદ મહિલા પરિષદનું એક દૃશ્ય–ઉભેલાં શ્રી. વિજયાલક્ષ્મી પંડિત
ડાબી બાજુએ બેઠેલાં શ્રી. હંસાબહેન અને સરોજિની નાયડુ-રાજેશ્વરીબહેન
[૧૯૪૪]

મુંબાઇમાં ભરાયેલી સભામાં આચાર્ય શ્રી કૃપાલાની સાથે શ્રી હંસાબહેન [૧૯૪૭]

અક્ષરજ્ઞાનને આવશ્યક સમજવા છતાં તેની પ્રાપ્તિ જેને ન થાય તેવી સ્ત્રીઓનો સમૂહ તે બીજો વર્ગ થયો.

આ થયાં જ્ઞાન અને તેનાં વિષય વર્ગ.

જેમ સ્ત્રીઓએ અક્ષર–જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે તેમ પગભર થવાની આવડત પ્રાપ્ત કરવી તે પણ જરુરી છે. પિતા કે પતિ તરફથી બધી સ્ત્રીઓને સ્થાવર અને જંગમ મિલકતો મળતી હોતી નથી, કે તેઓ સ્વતંત્રપણે જીવન ગુજારી શકે, અને એવી મિલકત એ કંઇ પોતાની શક્તિ ન કહેવાય.

સ્વયંશક્તિ બનવાની તમન્ના સેવનારી સ્ત્રીઓ તે એક વર્ગની અને પતિ કે પિતાની પુંજીની આશા રાખી સ્વયંશક્તિ બનવાની કામનાને ફગાવી દેનારી સ્ત્રીઓ તે બીજા વર્ગની.

આ બન્ને વર્ગની સ્ત્રીઓનો વિષય થયો અર્થબળ પ્રાપ્ત કરવાનો.

અક્ષરજ્ઞાન અને અર્થબળ પ્રાપ્તિની શક્તિ આ બે તાકાત મુખ્ય છે. એ માટે જ સ્ત્રીઓનાં મંડળો વગેરે યોજાય છે; ને એ મંડળો દ્વારા સામાજિક વ્યક્તિ સ્વાતંત્ર્ય પ્રાપ્તિના માર્ગ લેવાય છે.

સ્ત્રીઓની દરેક ક્ષેત્ર ઉન્નતિ થાય, એવા પ્રયત્નો કેટલાય પુરુષોએ કર્યા છે. એ દિશામાં થોડાંક બહેનોએ પણ ભગીરથ પ્રયાસ આરંભ્યા છે.

આ ગ્રન્થનાં ચરિત્ર નાયિકા હંસાબહેને ગુજરાત તેમજ ગુજરાત બહાર સ્ત્રી–ઉન્નતિના કાર્યોમાં ઊંચામાં ઊંચી સહાય આપી છે.

સ્ત્રીઓની ઉન્નતિ માટે શિક્ષિત બહેનોએ મહાપ્રયાસો કર્યા છે. એ બહેનોમાં હંસાબહેનના પ્રયાસો પણ અજબ નિવડયા છે.

ગુજરાતમાં અને ગુજરાત બહાર સામાજિક ક્ષેત્ર વિવિધ પ્રગતિ પ્રકટાવવા ઉપરાંત હંસાબહેને પત્રકારત્વના ક્ષેત્રામાં પણ પોતાના અભ્યાસનો તેમ જ અનુભવનો ફાળો નોંધાવ્યો છે.

એમના જીવનમાં એમની શક્તિઓને અધિકતમ ઉપયોગી બનાવવામાં એમને એમનો મુંબઇનો વસવાટ વધારે સહાયભૂત નિવડયો છે. જે અનિયંત્રિત વાતાવરણ મુંબઇમાં મળતું તે અન્યત્ર ભાગ્યે જ મળતું. દેશી રાજ્યોમાં તો તે સંભવિત જ ન હતું. એમની શૈક્ષણિક, વહીવટી અને સામાજિક ક્ષેત્રોની કારકિર્દી અને વિશાળ કામગીરી વિવિધ અનુભવથી રંગાયલી છે. એમણે શૈશવકાળથી પ્રાપ્ત કરેલાં સંસ્કાર તથા કેળવણીનાં ક્ષેત્રોએ એમના જીવનના ઉત્કર્ષમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

—૧૯૩૭ થી ૧૯૩૯ સુધી મુંબઈની કાઉન્સીલના સભ્ય તરીકે સેવા આપી છે. ૧૯૩૧ થી ૧૯૪૬ સુધી મુંબઇ યુનિવર્સિટીનાં ફેલો હતાં.

—૧૯૩૯–૪૨ માં મુંબઈ પ્રાંતિક પ્રાથમિક કેળવણીના પ્રમુખ તરીકે સેવા બજાવી.

—ઇ. સ. ૧૯૪૫ માં અખિલ હિન્દ મહિલા પરિષદ (All India Women's Conference)ની ઉપલી સંસ્થાના પ્રમુખ.

૧૯૪૬ માં મુંબઇ સરકારે નીમેલી આર્ટ એજ્યુકેશન સમિતિના પ્રમુખ થયાં. માધ્યમિક શિક્ષણની તપાસ માટે ભારત સરકારે નીમેલા કમીશનનાં સભ્ય.

સેકન્ડરી એજ્યુકેશનલ કાઉન્સિલનાં સભ્ય.

૧૯૪૮ માં શ્રી. નાથીબાઈ દામોદર ઠાકરસી યુનિવર્સિટીની સેનેટના અને તેની સીન્ડીકેટના સભ્ય હતાં. ૧૯૪૬–૪૮ માં ઉપરોક્ત સંસ્થાનાં વાઇસ–ચેન્સેલર નીમાયાં.

ભારતની ન્યુ દિલ્હી ખાતેની ચિલ્ડ્રન્સ ફિલ્મ સોસાયટીનાં વાઇસ–પ્રેસીડેન્ટ.

હંસાબ્હેનની સેવાઓની આ ટૂંકી નોંધ જ કહી આપે છે કે કેળવણી પ્રત્યેની એમની રસવૃત્તિએ કેવી ઉંડી અભ્યાસ–સાધના કરી છે!

---

## ૧૧. કોંગ્રેસની લડતમાં

### ૧૯૩૦ ની ઐતિહાસિક દાંડીકૂચ અને ૧૯૩૦–૩૨નાં સત્યાગ્રહ આંદોલન.

"Whenever a Nation arise
It is because her Women arise
It is in women That The
National soul First awakes"
— Paul Richar

ફ્રેંન્ચ તત્વવેત્તા પોલ રિશારનાં વચનો વિશ્વ સમસ્તમાં આકાર લઈ રહ્યાં છે, જે રાષ્ટ્રે કિરણો પ્રસારતી ઉષાને આવકારી છે, તે રાષ્ટ્રે નિદ્રાની તિમિરછાયાને નસાડવાની તાકાત જગાડી છે.

સ્ત્રીઓ જ્યારે એના કર્તવ્યને ફગાવી દે છે ત્યારે જ દેશ પોતાના સ્વાતંત્ર્યને ઠોકર મારી દૂર હટાવે છે. જ્યાં જ્યાં સ્ત્રીઓનો સાથ મળ્યો નથી; ત્યાં ત્યાં રાષ્ટ્ર ઉન્નત થયો નથી અને એથી જ "યુનિવર્સલ" વાક્ય ઉચ્ચારાયું છે કે The hand that rocks the craddle Rules the world.

જે હસ્ત ઝુલાવે પારણું,
તે જગત પર શાસન કરે.

સ્ત્રીને શાસનની માતા જ કહી છે.

સામાજિક ક્ષેત્ર હંસાબહેન ક્રાન્તિનાં કિરણ પેઠે પ્રકાશી ગયાં; પણ હવે તો એમણે રાજકીય ક્ષેત્રે કદમ બઢાવ્યા. એમના હૈયામાં રાષ્ટ્રની મુક્તિનો અવાજ ગૂંજતો થઈ ગયો હતો.

અમીરાતની સૃષ્ટિ છોડી ગરીબાઈથી નીતરતી દુનિયામાં જવું એટલે શહેર છોડી ગામડામાં વસવા જેવું વિકટ કાર્ય, પણ એ બધું વેઠી લેવાની એમની તૈયારી જ હતી. રાષ્ટ્રમાતાની પરાધીનતા દૂર કરનારા જંગમાં તેઓ જોડાયાં.

સને ૧૯૨૭માં ગુજરાતમાં ઘૂમી વળેલા સ્વાતંત્ર્યના જુવાળની આગેવાની આપણા સરદાર વલ્લભભાઈ પટેલ અને દરબાર ગોપાળદાસ પાસે હતી. પરદેશી કાપડને જલાવી દેવાનું પ્રેરણાત્મક કાર્ય જોશભેર ઉપડયું હતું. બહિષ્કારનો પાવક યજ્ઞ દેશનેતાઓએ આરંભ્યો હતો.

શેરીએ શેરીએ વિદેશી કાપડનો ગંજ ખડકાતો. એ કાપડના ગંજમાં વિદેશી સત્તાની જંજીરો ઝગઝગતી હતી. કાપડની હોળી થાય તો તે હોળીમાં વિદેશી સત્તાની જંજીરોને તોડવાની પ્રેરણા પવિત્ર થાય. જંજીરો તોડવાનું કાર્ય સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓએ જોર-શોરથી આરંભી જ દીધું હતું.

સ્વયંસેવકો શેરીએ શેરીએ ફરીને હજારો કપડાં ભેગાં કરતા. તેમાં વિવિધ રંગબેરંગી, સુતરાઉ, રેશમી, ચળકતાં કસુંબલ અને કસબી બધી જાતનું કાપડ તણાઈ આવેલું દેખાતું. માનવસમુદાયની હાજરીમાં એ કાપડની હોળી કરવામાં આવતી, સેંકડો ને હજારોની સંખ્યામાં કાળી ટોપીઓ એ હોળીની જવાળામાં આવી પડતી. હોળીની ચારે દિશાએ જ્યાં જુઓ ત્યાં સફેદ ટોપી, ટોપી જ દેખાતી. એ સફેદ ટોપીને મેલ ચઢયો ન હતો, એ સમયની સફેદ ટોપીમાં રાષ્ટ્રની મુક્તિ માટેની નિઃસ્વાર્થ હાક હતી અને ટોપીઓની સેના મેલ વિહોણી આઝાદીની પ્રાપ્તિ માટે રણે ચઢેલી જણાતી હતી.

કે'તી હતી ચાર દિશા ભૂમિની,
ને આભનાં નીલદલો સહુએ
કે યુદ્ધ જોયું નથી આવું કોઈ
આ તો મહા નીડર યુદ્ધવીરો

ને સૂર્યની જ્યોત સમી કુમારી
સંગ્રામમાં સત્ય ધરી ધસે છે.

"Although by nature of an extremely gentle and retiring disposition, the women of India, once roused, will surprise the world by their tenacity of purpose, strength of determination and spirit of martyrdom."

("Chieiro's World Predictions")

સને ૧૯૨૮ માં બારડોલીમાં સરદાર વલ્લભભાઈ પટેલના નેતૃત્વ નીચે "ના કર" ની લડાઈ ચાલી. સામુદાયિક સત્યાગ્રહ આદરવા માટે ગાંધીજીએ ગુજરાતમાં બારડોલી તાલુકો પસંદ કર્યો હતો. દુનિયાની દૃષ્ટિ બારડોલીની વ્યૂહરચના પર મંડાઈ હતી. ગાંધીજીનાં બોલ અને કાર્ય પર સર્વ મીટ માંડી રહ્યાં હતાં. આ એક અદ્ભૂત, અપૂર્વ જંગ હતો, ગાંધીજી શું કહે છે, શું કરે છે, તે જાણવાની ને જોવાની ઉત્સુકતા વિશ્વમાં જાગૃત થઇ હતી. બારડોલીનો જંગ રાજકારણમાં કેવું પ્રકરણ ઊભું કરે છે, તે પ્રત્યે રાજનીતિજ્ઞો નિરીક્ષણ દૃષ્ટિ પ્રસારી રહ્યા હતા.

૧૯૨૯ ના ડિસેમ્બરની ૩૦ મી તારીખે ઘોષણા થઇ. આ ઘોષણા છૂટી લાહોરમાંથી. રાવી નદીના કાંઠેથી આ ગર્જના કરનાર કોણ ?

અરે, આ તો સ્વરુપરાણી અને મોતીલાલ નેહરુનો જાયો જવાહર ! સ્વાતંત્ર્યના આ સંગ્રામનું સુકાન ગાંધીજીને સોંપવામાં આવ્યું હતું.

ગાંધીજી પોતાનો વ્યૂહ રચ્યે જતા હતા; દાંડીકૂચની તૈયારી કરતા હતા. ત્યારે બીજી બાજુ સરદાર પટેલ ગુજરાતમાં ઠેર ઠેર હોળી સળગાવ્યે જતા હતા અને પ્રચાર કર્યે જતા હતા.

૧૯૩૦ માં ક્રાન્તિ ઝળહળી ઊઠી. 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના બુલંદ અવાજોથી વાતાવરણ ગૂંજી ઊઠયું. આકાશમાં આંધી ચઢી

આવતાં જેમ પૃથ્વી પર અન્ધકાર ફરી વળે તેમ પરદેશી હકુમતને પંપાળનારા સમુદાયો પર અન્ધકાર છવાઇ ગયો. તેઓ અસ્તવ્યસ્ત બની ગયા, આકુળ વ્યાકુળ થઇ ગયા. તેમની તમામ જોહુકમી થંભી ગઇ.

સ્વાતંત્ર્યના ઉપાસકો પણ એ આંધીથી ક્ષણભર મૂંઝાઇ ગયા. પરંતુ સ્વાતંત્ર્યની ભાવનામાં વસેલી મિઠાશે તેના ઉપાસકોને ઘેરી વળેલી આંધીમાંથી બહાર ખેંચ્યા.

જુદા જુદા દરેક પક્ષના લોકોએ આંધી પાછળની લડાઈ ઊકેલી.

ગુજરાતમાં 'દાંડી' નામનું ગામ છે એના સમુદ્રકિનારે મીઠાની લડત ઉપડી, બ્રિટિશ સરકારના કાયદાનો ભંગ કરી દાંડી કિનારે મીઠું પકવવાની શરુઆત થઇ.

જનતા ગંભીર બની ગઇ. આ વિચિત્ર લડાઇ કેવું રુપ લેશે, એની ચર્ચા થવા લાગી. લડાઇમાં કોણ કોણ ઉતરશે, એ ચર્ચા પણ જોશભેર શરુ થઇ ગઇ.

આ યુદ્ધભૂમિએ તો ધારાશાસ્ત્રીઓને, પત્ર પંડિતોને, તબીબોને, ઇન્જીનીઅરોને, સાહિત્યકારોને પોતાની વેદિ પર ખેંચ્યા. સુશિક્ષિત કન્યાઓએ ને સંસ્કારી સુંદરીઓએ યુદ્ધભૂમિને પોતાની બનાવી લીધી. ગાંધીજી, કાકાસાહેબ કાલેલકર, સ્વામી આનંદ, કિશોરીલાલ મશરુવાળા, ઝવેરચંદ મેઘાણી, શારદાબહેન મહેતા, જ્યોત્સ્ના શુકલ, લીલાવતી મુન્શી અને બીજાં ખ્યાતનામ વ્યક્તિત્વો પણ સંગ્રામમાં દેખાવાં.

આ ગ્રન્થનાં ચરિત્ર નાયિકા હંસાબહેન પણ એ જંગમાં ઉપસ્થિત હતાં.

સને ૧૯૩૦ માં દાંડીકૂચ શરુ કરી ભારતના રાષ્ટ્રપિતા ગાંધીજીએ સત્યાગ્રહનો જંગ આરંભી દીધો, યુદ્ધમાં આઝાદીના ઉપાસકોએ વિનય ભાળવવા સહી પરદેશી હકુમતના કાયદાનો ભંગ કરવાનો હતો. અને તેઓ તે વીરત્વભર્યું કૃત્ય હિંમતથી કરતા હતા. દેશભરમાં અસહકાર વંદનીય બન્યો હતો.

કોંગ્રેસના સમગ્ર કારોબારમાં કેળવણી પામેલાં, સંસ્કારી, રાષ્ટ્ર પ્રત્યે અનન્ય ભક્તિભાવ ધરાવનારાં અને સમય આવ્યે નેતૃત્વ ધારણ કરી શકે એવાં સામર્થ્યોની બહુ જરૂર હતી, એથી હંસાબહેનને પિકેટીંગ પર દેખરેખ રાખવાની ફરજ પરથી "વિગ્રહ સમિતિ" ના પ્રમુખસ્થાને યોજવામાં આવ્યાં. આ સ્થાન માનનીય હતું; પણ તેનો સ્વીકાર કરનારે ગમે તે ક્ષણે જેલના સળિયા પાછળ જવાની તૈયારી રાખવાની હતી.

એ સમયે કોંગ્રેસનું કોઈપણ કાર્ય હાથ પર લેવું અને નિભાવવું કઠિન હતું. કેમકે ડગલે ને પગલે કોંગ્રેસનાં ધ્યેય તેમ જ શિસ્તને જાળવવાનાં હતાં. વિગ્રહ સમિતિનું સુકાન ચલાવવા સાથે વિવેક મુલવવાનાં હતાં. પોતાની આજુબાજુમાં ક્રોધાવેશ પ્રજ્વળવા ન પામે તે પ્રત્યે લક્ષ રાખવાનું હતું. હંસાબહેને ધૈર્ય, શાન્તિ, સત્ય અને મિષ્ટ ભાષા વડે કાર્ય કરવા માંડયું. કેટલીક મુશ્કેલીઓ સુદ્ધાં ઊભી થઈ; પણ એમણે એનું નિવારણ કર્યું.

વર્ષોથી હિન્દને ગુલામીની સાંકળથી જકડી રહેલા સરકારવાદીઓ અને સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે યુદ્ધે ચઢેલા વીર કુમારો અને કન્યાઓ વચ્ચે સંગ્રામ ચાલતો હતો.

તા. ૨૮-૬-૧૯૩૦ ના રોજ મુંબઈમાં રોયલ ઓપેરા હાઉસમાં વિદ્યાર્થીઓની પરિષદ યોજાઈ હતી. સ્વાગત-પ્રમુખ હતાં હંસાબહેન.

એમણે પ્રેરણાત્મક ભાષણદ્વારા વિદ્યાર્થીઓને રાષ્ટ્રની મુક્તિ અર્થેના મહામૂલા સંગ્રામમાં જોડાવાનું એલાન કર્યું અને કોલેજો છોડતાં પહેલાં ચોક્કસ કાર્યક્રમની યોજના ઘડવાની હાકલ કરી હતી.

એમણે જણાવ્યું કે હિન્દની આઝાદીની લડતમાં જોડાવાની કોંગ્રેસે જે હાકલ કરી છે, તેનો જવાબ વિચારવા માટે તમે વિદ્યાર્થીઓ આ પરિષદમાં ભેગા મળ્યા છો. વિદ્યાર્થીઓએ રાજકારણથી દૂર રહેવું જોઈએ એમ હું માનતી નથી, કહેતી પણ નથી.

-જ્યારે તમારા દેશનું ભાવિ જોખમમાં હોય, જ્યારે સેંકડો યુવકો જેલની યાતના ભોગવતા હોય, જ્યારે અસંખ્ય વિદ્યાર્થીઓએ કાયદા અને વ્યવસ્થાના નામ હેઠળ સરકારના ખાંધીઆઓએ કરેલા જુલ્મી ફટકાઓ બહાદુરીથી સહન કર્યા હોય તેવા સમયે ભાવિના ઘડવૈયા સમા યુવકો! તમે દેશની મુક્તિ અર્થેની લડાઈથી શી રીતે દૂર રહી શકો?

આઝાદી માટેનો જંગ શાંત ચિત્તે તમે અવલોકશો કે તરત જ તમે તમારા રાષ્ટ્રના ભાવિ ઘડતરમાં પ્રાણ પૂરવા તત્પર થશો. કેમકે યુદ્ધની સમાલોચના જ તમને સંદેશ આપશે કે આ યુદ્ધ ઉપર જ હિન્દનું ભાવિ અવલંબી રહ્યું છે.

આઝાદીના આ સંગ્રામમાં વિદ્યાર્થીઓનો ફાળો શું હશે?

જરુર પડયે વિદ્યાર્થીઓએ કોલેજનો ત્યાગ કરવા તૈયાર રહેવું જોઇએ. અને યુદ્ધને વિજયનું રુપ આપવા માટે જે કંઇ કરવું પડે તે હિમ્મતથી માથે ઉપાડી લેવું જોઇએ. રાષ્ટ્રીય લડતમાં ફાળો આપનારા વિદ્યાર્થીઓને કંઇ પણ નુકશાન થવાનું નથી. કેમકે સેવા આપવાથી તો જ્ઞાન મળશે. અલબત્ત, અમુક સમય-પૂરતો પણ અભ્યાસ પડતો મૂકવો પડશે. પણ એનો બદલો આપોઆપ મળી રહેશે.

વિદ્યાર્થી પરિષદમાં હંસાબહેનના આ ભાષણે સરસ અસર કરી હતી.

એ સમયે લોકહૃદયમાં ગાંધીજીની લડતે પ્રેમ ઉત્પન્ન કર્યો હતો. એથી લોકો રાષ્ટ્ર-સ્વાતંત્ર્યની લડતને ઉત્સાહ, હર્ષ અને ભોગ અર્પી રહ્યાં હતાં. આવેશમાં આવેલાં ટોળાં ક્યાં શું કરશે, તે પણ એક પ્રકારનો ભય રહ્યા કરતો હતો. અને એવું કંઇપણ થવા પામે તો તેને કાબૂમાં રાખવાનું કામ હંસાબહેને જ કરવાનું હતું.

ક્યાંક નવજુવાનો પોલીસ પ્રત્યે ઉશ્કેરાતા હતા. ક્યાંક સ્વયં-સેવિકાઓ વસન્તની કોકિલાઓ મટી ગ્રીષ્મની જ્વાળાઓ બની જતી હતી, ક્યાંક વેપારીઓના સ્વાર્થ ઉગ્ર સ્વરૂપ લેતા હતા. ક્યાંક

ઉગ્ર બનેલા વેપારીઓ સામે રાષ્ટ્રભક્ત વેપારીઓ પણ પોતાના મન પરનો કાબૂ ગુમાવી લાલ આંખ દેખાડી ઝઘડી પડતા હતા ને, ક્યાંક તો રાષ્ટ્રભક્ત વેપારીઓ પર હુમલાખોરો બે હાથ અજમાવી લેતા હતા.

આવી વિષમ પરિસ્થિતિ વારંવાર ઉપસ્થિત થયા કરતી. દરેક વખતે હંસાબહેન પાસે ફરિયાદ આવતી અને એ કંકાસ-કલહને શાન્ત પાડવાના પ્રયત્નો કરતાં; ઉકેલ શોધી આપતાં.

કોંગ્રેસ સમિતિમાં અનેક પેટા સમિતિઓ હતી. દરેક પેટા સમિતિ જુદી જુદી પ્રવૃત્તિ ચલાવતી. "હંસાબહેન! આમ ચાલો" "હંસાબહેન! ત્યાં ભાષણ કરવા આવો." "હંસાબહેન! સ્વયંસેવકો તોફાને ચડયા છે." "હંસાબહેન! ત્યાં પેલા વેપારીઓ બાથંબાથ આવી ગયા છે."

"હંસાબહેન, દેશસેવિકાનું અપમાન થયું છે."

આમ ચારે તરફની ફરિયાદો વચ્ચે એમણે કામ કરવાનું હતું. સભાનું કામ ચાલતું હોય અને કોઇ ઠેકાણે ટંટો-બખેડો થઇ પડે તો બધાં કામ પડતાં મૂકી એમણે તે તરફ દોડી જવું પડતું હતું. આ બધાં કાર્યો સફળતાથી તેઓ પાર પાડતાં. એમના અધ્યક્ષપદ હેઠળ કેટલાંક કાર્યો તો યાદગાર બન્યાં હતાં.

કેસરી રંગનાં સાડી પોલકામાં સજ્જ થયેલી સ્વયંસેવિકાઓને જ્યારે લોકોએ બ્રિટિશ સલ્તનતની જડ ઉચ્છેદવા મેદાનમાં ઉતરી આવેલી જોઈ ત્યારે તેઓ કહેવા લાગ્યાં કે પરદેશી સત્તાનું આવી બન્યું છે.

મુંબઈની તાડીની દુકાનોના પરવાનાની હરરાજી વખતે ટાઉનહોલ પાસે આઝાદીના જંગમાં ઉતરેલી સ્વયંસેવિકાઓએ આશ્ચર્યકારક ચોકી કરવા માંડી. પરિણામ એ આવ્યું કે હરરાજીનો સઘળો પ્રબંધ નકામો ગયો. તાડીની દુકાનદારીનો પરવાનો લેવા આવેલાઓને રખડાવી મારી આઝાદી-જંગની અહિંસક સિંહણોએ પરદેશી કાપડની દુકાનો આગળ ચોકી આરંભી.

આ ચોકીમાં સેવિકાઓ સાથે સેવકોએ પણ હિમ્મતભર્યો સહકાર આપ્યો હતો. સાતસો જેટલા ચોકીદારોએ હંસાબહેનના સમયમાં ચોકી શરુ કરી. મુંબઈની મ્યુનિસિપાલિટી અને ઇમ્પ્રુવમેન્ટ કમિટિએ તાડીની આવક જતી કરવાનો ઠરાવ કર્યો. મુંબઇની વિલાયતી કાપડની દુકાનો તો લાંબા સમય સુધી બંધ રાખવાનો ઠરાવ પણ એમના જ સમયમાં થયો.

## સરઘસની આગેવાની

ટિળક સંવત્સરીના સરઘસનો બનાવ તો હંસાબહેનના જીવનમાં વતનની આઝાદી માટેનો યાદગાર તબક્કો છે.

લોકમાન્ય ટિળકની સંવત્સરીનો દિવસ ઐતિહાસિક તો ખરો ને? સ્વાતંત્ર્યવીરોમાં એમનું સ્થાન શૌર્યભરપૂર હોવા સાથે આધુનિક પણ ખરું ને? આઝાદીનો જંગ જગાડનારાઓએ એ પ્રસંગે એક ભવ્ય સરઘસ કાઢવાનું નક્કી કર્યું.

એ ઐતિહાસિક સરઘસની આગેવાની આ ગ્રંથનાં ચરિત્રનાયિકા હંસાબહેને લીધી હતી. વિદેશી સરકારની તાબેદારી ઉઠાવનારા હિન્દી અફસરોએ સરઘસના સમાચાર સાંભળતાની સાથે જ સરઘસને બોરીબંદરથી આગળ જવાની મના ફરમાવી. હંસાબહેન કંઇ થોડાં એ ફરમાનને દાદ આપે તેવાં હતાં?

'અમે તો ઠરાવ્યું છે તે રસ્તે-બોરીબંદર આગળથી જ પસાર થવાનાં.' આ નિર્ણય તત્કાળ જાહેર થયો.

રાષ્ટ્રીય લડતને શોભાવનારા એ સરઘસમાં કોંગ્રેસની કાર્યવાહક સમિતિના સભાસદો, પંડિત મદનમોહન માલવિયા, શ્રી જયરામદાસ અને કોંગ્રેસના કામચલાઉ પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ પણ પાછળથી આવી જોડાયા હતા. આખું સરઘસ બોરીબંદર વિસ્તારમાં એસ્પ્લેનેડ-આઝાદ મેદાન આગળ બેસી ગયું.

જનતામાં જિજ્ઞાસુ-વૃત્તિ સતેજ થઈ હતીઃ

'ગોરાની સરકાર અને તેના તાબેદાર હિન્દીઓ કેવાં પગલાં ભરે છે?'

મુંબઈના માળે માળે સરકારના જોહુકમી ભરેલા પગલાની અને સરઘસના અગ્રેસરોની તૈયારીઓની નિરીક્ષા તેમજ પ્રતિક્ષા થતી હતી.

સરઘસ પોતાનો નક્કી કરેલો માર્ગ બદલે છે કે કેમ, એ જ આ વખતે જોવાનું છે. આ પ્રતિક્ષા નિરીક્ષા મુંબઈના માનવ હૈયે ડોકિયું કરતી હતી.

હિન્દુ, મુસ્લીમ, ખ્રિસ્તી, પારસી ઇત્યાદિ કોમની બહેનોમાં તો ઉત્સાહ, જોમ, અને ગર્વ છલકાતાં હતાં. એમનાં પૈકીનાં જ એક બહેનની આગેવાની હેઠળ સરઘસ ઘમંડી ગોરી સરકારનો સામનો કરી રહ્યું હતું.

અખબારનવેશોમાં પણ ઉત્સાહ પ્રવર્તી રહ્યો હતો.

બધાં આખી રાત બેઠાં. ઉપરથી વરસાદ પડે, પવન ફૂંકાય, તોયે બેઠાં.

કોઇએ વાયુને કે મેઘને મચક ન આપી. ગોરી સરકારને કેમ મચક આપે?

વરસાદ અને પવનના તોફાન વચ્ચે સરઘસ રાતભર બેસી રહ્યું. ખાવાપીવાની દરકાર સહુએ છોડી દીધી. ઓઢવા, પાથરવાની તો એ આંધીમાં વાત જ શી હોય?

સવારમાં પાણી અને કીચડથી રગદોળાયલાં કપડાં બદલવા હંસાબહેન ત્યાંથી ગયાં; એટલામાં તો આગેવાનોની ધરપકડ થવા માંડી ને લાઠીચાર્જ પણ શરુ થઇ ગયો. સરકારે ભારતની આઝાદી માટે લડનારા સુનંદા સેનાપતિઓને વીણી વીણી પકડવા માંડયા હતા. હંસાબહેન કપડાં બદલવા ગયાં ન હોત તો અવશ્ય તે પકડાઇ ગયાં હોત.

હિન્દી સ્વાતંત્ર્યની તવારીખમાં ચમકી ઉઠેલા એ સરઘસ પછી થોડા દિવસે બીજું એક સરઘસ યોજાયું.

એની સરદારી પણ હંસાબહેને લીધી.

આ સમયે કોંગ્રેસ "સત્યાગ્રહ પત્રિકા" બહાર પાડતી હતી. સરકારી અમલદારો એને ભયાનક લેખતા હતા. 'સત્યાગ્રહ પત્રિકા'માં કોંગ્રેસે ઉઠાવેલી આઝાદીની લડતનો કાર્યક્રમ અપાતો અને મહત્વના રાષ્ટ્રીય કાર્યોની નોંધો સુદ્ધાં થતી.

આ સમય કોંગ્રેસ માટે નાજુક હતો. કોંગ્રેસની કાર્યવાહક સમિતિ પર ગોરા અમલદારો કરડી દૃષ્ટિ ફેંકતા હતા. કોંગ્રેસની કાર્યવાહક સમિતિનું નામ રટવું એનું નામ જ જેલમાં જવાનું કારણ શોધવું; કેમકે એ સમિતિને સરકારે ગેરકાયદે જાહેર કરી હતી. આમ કરવાથી રાષ્ટ્રની ધગશ મરી જશે એવું બ્રિટીશ સરકારે ધાર્યું હશે પણ એની એ ધારણા ધૂળમાં મળી ગઈ કેમકે સમિતિ ગેરકાયદે જાહેર કરવાથી રાષ્ટ્રપ્રેમનો જુસ્સો જ્વલંત બન્યો. આપણાં હંસાબહેન તો સમિતિની સભામાં હાજરી આપવા દિલ્હી પહોંચ્યાં.

હંસાબહેન દિલ્હીથી મુબઈ આવ્યાં, એ વખતે પરદેશી હકુમતના રખેવાળોએ એમને ગિરફતાર કર્યા. અદાલતે એમને ત્રણ માસની જેલની સજા ફરમાવી.

આ રીતે કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકેની એમની યાદગાર પ્રવૃત્તિનું ઇનામ કહો કે પ્રમાણપત્ર જે કહો તે એમને મળ્યું.

સમિતિના પ્રમુખ તરીકે એમણે અદ્ભુત કામ પાર પાડ્યાં એ સમયે એમની ઉંમર તેત્રીસ વર્ષની હતી. આ એમની કારકિર્દી. સને ૧૯૩૦ના સપ્ટેમ્બર માસની આ વાત.

૧૯૩૦ની સાલના સત્યાગ્રહના આંદોલન પછી કોંગ્રેસની એક બેઠક કરાંચીમાં મળી હતી. એ બેઠકના પ્રમુખ હતા સરદાર વલ્લભભાઈ પટેલ. આપણાં હંસાબહેન પણ એ અધિવેશનમાં ગયાં હતાં. એ સમયે ગાંધીજીના નિવાસસ્થાનમાં ઘણી વાર એ જતાં. મૂળથી જ એ ઓછાં બોલાં અને તેમાં અજાણી વ્યક્તિઓ આગળ તો તેઓ મોં

બંધ રાખતાં. એ જોઈ ગાંધીજીએ એક દિવસે હસીને એમને કહ્યું: "બોલે તેનાં બોર વેચાય."

અને ખરેખર આજના જમાના માટે તો ગાંધીજીએ ઉચ્ચારેલી એ કહેવત જ્યાં જોઈએ ત્યાં સાચી પડી રહી છે. ઘણાં માણસો જોર જોરથી બોલીને પોતાનું કાર્ય પાર પાડે છે. આ યુગ જાહેર ખબરનો છે. લોકોનાં માનસનો અભ્યાસ કરનારાઓએ જાહેરાત નામનું એક અદ્ભુત શસ્ત્ર શોધ્યું છે. વારંવાર જે દેખાયા કરે, વારંવાર જે સંભળાયા કરે, વારંવાર જે વાંચવામાં આવે એ વસ્તુ સારી હો કે નરસી, પણ લોકો તો તેને સ્વીકારે છે. આ પ્રમાણે બની રહ્યું છે; ભૂતકાળમાં પણ બની ગયું હશે; પણ હું તો માનું છું કે જેનાં બોર સારાં હોય તે વગર બોલે પણ વેચાઈ જવાનાં. જો ન વેચાય તો સમજવું કે બોર ખરીદનારા બોરપારખુ નથી. અને જ્યાં સાચા બોર-પારખુઓ જ ન હોય ત્યાં તો સડેલાં બોર પણ બોલીને વેચી શકાય. આજે જગતમાં આ જ સ્થિતિ પ્રવર્તી રહી છે. જ્યાં બોલ બોલ કરવાની જ બોલબાલા છે ત્યાં ગાંધીજીએ ઉચ્ચારેલી કહેવત નિરર્થક કેમ લાગે?

ધીમુ અને ઓછું બોલનારાં, શાંત અને દૃઢ મુખમુદ્રાવાળાં, સદાય પ્રવૃત્તિમય રહેતાં હંસાબહેન મુંબઈ શહેર 'યુદ્ધસમિતિ'ના પ્રમુખ નિમાયાં ત્યારે ઘણાને નવાઈ લાગી હતી.

હંસાબહેન દેશાભિમાની છે, લોકસેવાને એમણે હૈયે વસાવી છે, જાહેર કાર્યોમાં એ રસ ધરાવે છે—આ બધું એમના મિત્રો જાણતા હતા; પણ આ "સંગ્રામ સમિતિ"ના અધ્યક્ષપદની જોખમદારી તેઓ કબુલ કરશે અને તેના ઉગ્ર પરિણામ–જેલયાત્રા કે તેથી પણ વધારે કપરું દુઃખ વેઠવા તૈયાર થશે તે જાણતા ન હતા.

દેશમુક્તિ કાજે વિલાયત જઈ ચઢેલા બાપુ સને ૧૯૩૧ ના અંતમાં નિરાશ થઈને હિન્દમાં પાછા આવ્યા. બ્રિટીશ સરકારના દ૯-

યમાં ઇન્સાનિયતની રોશની પ્રકટાવવા ગાંધીજીએ અનેક પ્રયાસો કર્યા; પણ બ્રિટીશ સરકારના ભાગ્યમાં તે સમયે હિન્દને સ્વતંત્રતા આપવાની કીર્તિ લખાઇ નહિં હોય એથી ગાંધીજી નિષ્ફળ થઈ વિલાયતથી પાછા ફર્યા, એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી.

ગાંધીજી હિંદમાં આવ્યા કે તરત જ બ્રિટીશ સરકારે ૧૯૩૨ ના જાન્યુઆરીમાં "ઓરડીનન્સ રાજ્ય"નો ફતવો બહાર પાડયો. આ ફતવાની પાછળ સરકારનો મેલો ઇરાદો કોંગ્રેસની તમામ પ્રવૃત્તિઓને ઝૂંદી નાખવાનો હતો.

મુંબઈમાં દિનપ્રતિદિન પકડાપકડી તથા લાઠીચાર્જના બનાવો સાધારણ બની ગયા.

આ સમયે "ઇમરજન્સી પાવર્સ ઓર્ડીનન્સ" અનુસાર હંસાબહેનને પરહેજ કરી જેલમાં મોકલી દેવામાં આવ્યાં.

જેલમાંથી છૂટયા પછી હંસાબહેને કોંગ્રેસ-પ્રવૃત્તિઓને સંગઠિત કરવા માંડી. એમનાથી નિષ્ક્રિય રહી શકાયું નહિં.

જેલ અનુભવોનું એક વિશિષ્ટ સ્થાન છે. એ સમયે રાષ્ટ્રીય સરકારની જેલો નહિ; પણ આપણને ગુલામ માની રહેલી પરદેશી હકુમત હેઠળની જેલો હતી.

પરદેશી સરકારના તંત્ર હેઠળની અને રાષ્ટ્રીય સરકારની હકુમત હેઠળની જેલો વચ્ચે આસમાન અને જમીન વચ્ચે હોય છે એટલો તફાવત હોય છે. એ સમયે જેલમાં સગવડો ગણવા કરતાં અગવડો ગણવાની ફરજમાં મૂકાવું પડતું. આજે સગવડો વધારવામાં આવી છે. છતાં જેલ તે જેલ જ.

જેલમાં આજુબાજુના વાતાવરણનો અભ્યાસ થતો હોય છે. જેલના સત્તાવાળા તથા નોકરોના સ્વભાવ જાણવા મળે છે. જેલમાં આવેલી કોઈ પણ વ્યક્તિએ જેલના કાયદા કાનૂનને અનુસરવું પડે છે.

## ૧૨. રાજકીય સુધારા અને વ્યક્તિગત સત્યાગ્રહ

સને ૧૯૩૪ માં શ્રીમતી હંસાબહેન મુંબઇ કોંગ્રેસ પ્રાંતિક સમિતિનાં સભ્ય બન્યાં.

સને ૧૯૩૬–૩૭ ની સાલમાં નવા રાજકીય સુધારા અમલમાં આવ્યા. એ નવીન સુધારાથી સ્ત્રીઓને વિશાળ મતાધિકાર મળ્યો; અને તે મતાધિકારનો સારો ઉપયોગ પણ તેઓએ કરી દેખાડયો.

દીર્ઘકાળથી બંધનમાં રહેલી સ્ત્રીઓ લોકશાસનપદ્ધતિના તંત્રમાં ભાગ લઇ શકશે નહિ; તેમ જ તેમના મતાધિકારનો યોગ્ય ઉપયોગ પણ કરી શકશે નહિ, એવો ચુકાદો આપી બેઠેલા સંકુચિત વિચારના એક સમુદાયને સ્ત્રીઓએ સાવ જુઠો પાડયો.

ચૂંટણી પછી કોંગ્રેસે હિન્દના અગિયાર પ્રાન્તોમાંથી છ પ્રાંતોમાં પ્રધાનપદ સ્વીકાર્યું. સંયુક્ત પ્રાન્તોમાં તો પ્રધાનમંડળમાં શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતે પોતાની નિયુક્તિનો સ્વીકાર કર્યો. હિન્દના અર્વાચીન ઇતિહાસમાં પ્રધાનપદનો સ્વીકાર કરનારાં એક બહેન નીકળ્યાં; તે જ તેનું ગૌરવભર્યું પહેલું પાનું.

પ્રધાનમંડળમાં સ્ત્રી–શક્તિને લાવવાની ઉચિત ઇચ્છા વ્યક્ત કરવા મૂર્તિમંત બનાવનારું શુભકૃત્ય તે હિન્દના અર્વાચીન ઇતિહાસનું બીજું યશસ્વી પાનું.

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** જ્યાં નારીસન્માનનું ભાન જાગે છે, ત્યાં ઉદય રૂપી દેવતા રમતો થઇ જાય છે.

જગતના પુરાણ યુગમાં સ્ત્રીઓએ સર્વક્ષેત્ર તેમની શક્તિ અર્પણ કર્યાનાં અનેક દષ્ટાંતો નોંધાયાં છે.

સ્ત્રીઓએ ઘરનું રસોડું સંભાળવું, દેવમંદિરોમાં જઈ દર્શન કરવાં, લગ્નોત્સવોમાં સુંદર વસ્ત્રાભૂષણો પહેરી હર્ષ માણવો, સાસુસસરાની અને જોડજેઠાણીની આજ્ઞાનું પાલન કરવું, સંતાનોને ઉછેરવાં, ગાય ભેંસ દોહવાં, દહીં છાશ માખણ તૈયાર કરવાં–આટલું નાનકડું ક્ષેત્ર સ્ત્રીઓને પાછળથી સોંપાયું છે. 'બૈરી બુદ્ધિ પાનીએ' આ કહેવત પણ એવા જ કોઈ યુગમાં સર્જાઇ છે, જ્યારે સમાજનાં સુકાન મહામૂર્ખાઓનાં હાથમાં સપડાયાં હશે.

કન્યાઓને ગરીબ ગાય બનાવી દેનારો મહામૂર્ખયુગ જગતના લગભગ બધા પ્રદેશોમાં અંત પામ્યો છે. અલબત્ત, હજી એના પડછાયા અનેક સ્થાનોમાંથી ભુંસાયા નથી. કાલક્રમે તે ય ભુંસાઇ જશે. હું જે પ્રકારનો ઉદ્દામવાદી છું તે પ્રકારનાં અસંખ્ય નર–નારીઓ સ્ત્રીઓને નડતા પડછાયાને એવા ભુંસી નાખશે કે તે કેવળ ઇતિહાસના કાળા પાને જીવતા રહી શકયા હશે.

સ્ત્રીઓની ઉન્નતિ સંબંધમાં મેં તમારી સામે ઇતિહાસ–પુરાણુની ઘટના ગાઈ સંભળાવી. હવે હું મૂળ મુદ્દા આગળ જાઉં ?

## ચૂંટણી અને હંસાબહેન

કોંગ્રેસે નવા બંધારણ મુજબ ધારાસભાની ચૂંટણીમાં ભાગ લેવાનું નકકી કર્યું, તે વખતે સ્ત્રીઓ માટે અનામત રખાતી બેઠક માટે ઉમેદવારી કરવાનું હંસાબહેનને કહેવામાં આવ્યું. પણ અખિલ મહિલા પરિષદમાં સ્ત્રીઓ માટે જુદી બેઠક રાખવાની જરુર નથી, એ તાત્પર્યની એક યાદી સરકારને મોકલવામાં આવી. તેમાં હંસાબહેન અગ્રેસર હતાં એથી સ્ત્રીઓની અલગ બેઠક માટે ઉમેદવારી કરવાની હંસાબહેને અશક્તિ દર્શાવી.

એમણે ધારાસભા–લેજિસ્લેટિવ કાઉન્સીલની બેઠક માટે ઉમેદવારી કરી, ને જનતાએ એમની સેવાઓ લક્ષમાં લઇ એમને ચૂંટી કાઢ્યાં.

એ ચૂંટણીજંગ ખેલાયો હતો સને ૧૯૩૭ માં.

કોંગ્રેસ તરફથી મુંબઈ ઈલાકા માટે પ્રધાન મંડળ નીમાયું, તેમાં તેઓ પાર્લામેન્ટરી સેક્રેટરી નીમાયાં અને એમને કેળવણી પ્રધાન બાળાસાહેબ ખેરનાં મંત્રી તરીકેનું કામ સોંપાયું.

હંસાબહેનની રસવૃત્તિ જ કેળવણીમાં.

એમણે અપૂર્વ ઉત્સાહથી પોતાને ફાળે આવેલી જવાબદારી પાર પાડવાનો યત્ન શરુ કર્યો.

કેળવણી કેવા પ્રકારે કોને અપાવી જોઈએ, એ સંબંધમાં એમનો અભ્યાસ ઊંડો હોવાથી એમણે અનેક જાણકારો સંતોષ પામે તેવી પ્રગતિ મુંબઈ ઇલાકાના કેળવણીક્ષેત્રે કરી દેખાડી.

હંસાબહેને માત્ર શિક્ષણક્ષેત્રે સેવા આપી છે, એમ નથી. કચડાયેલા સમૂહને પણ એમણે સાંભળ્યો છે.

સને ૧૯૩૬ના માર્ચ માસમાં અમદાવાદમાં ગુમારતાઓની હાડમારીઓ સામે પોકાર ઉઠાવવા એકત્ર થયેલી ગુમાસ્તા પરિષદનું અધ્યક્ષપદ એમણે સ્વીકાર્યું હતું.

એ પરિષદના સ્વાગત પ્રમુખ શ્રી સરએજકરે હંસાબહેનનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું :

'આ પરિષદના પ્રમુખપદ માટે ગરવી ગુજરાતનાં વીરાંગના અને મુંબઈનાં એક અગ્રગણ્ય મહાસભાવાદી શ્રીમતિ હંસાબહેનને મેળવવા માટે અમે અમારું અહોભાગ્ય માનીએ છીએ. એમની હાજરી એ જ અમારી પરિષદની સફળતા છે. એમના જયનાદથી વેપારીઓની ભ્રમણા ભાગી જશે. એમની પ્રેરણાથી અમારામાં સંઘબળ કેળવાશે. એમની ઘોષણાથી કર્તવ્યનિષ્ઠ સેવાધારીઓ આ કચડાયેલી જનતાનાં દુઃખો નિવારવા કમર કસશે. એમના એક જ હુંકારે વર્ષોથી જકડાયેલા પામર ગુમારતાઓમાં જીવ આવશે, ઉત્સાહના ફુવારા છૂટશે, એમનો પ્રચંડ નાદ કેટલાંય હૈયાં હચમચાવી મૂકશે. અને એક વખતના રીબાતા તથા તિરસ્કૃત હાલતમાં મુકાયેલા હોટલના છોકરાઓ પ્રત્યે ધારાસભા

અને સમાજ સહાનુભૂતિની દષ્ટિથી જોતાં થશે. શ્રી હંસાબહેનની સલાહ અમને માર્ગદર્શક થઈ પડશે અને એમનો અવાજ વાતાવરણમાં પરિવર્તન લાવશે.'

કચડાયેલા સમૂહની આગેવાની લેનાર વ્યક્તિની હંસાબહેનની કાર્યપ્રણાલિકા પ્રત્યે કેવી અદ્દભુત શ્રદ્ધા !

સને ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ આરંભાયું. કૉંગ્રેસે બ્રિટીશ સરકારને પોતાની યુદ્ધનેમ જાહેર કરવાની માગણી કરી.

સરકારે કૉંગ્રેસની માગણીને નકારી.

કૉંગ્રેસે પોતાની યુદ્ધ વિરોધી નીતિ જાહેર કરી. પ્રાન્તીય પ્રધાનોએ પ્રધાનમંડળમાંથી રાજીનામાં આપ્યાં.

૧૯૪૦ માં વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થયો. ક્રીપ્સ-વાટાઘાટો ચાલી. હંસાબહેને એ સત્યાગ્રહમાં ઝુકાવ્યું.

સને ૧૯૪૦-૪૧ ના વ્યક્તિગત સત્યાગ્રહમાં પણ એમને પાંચ માસની સજા ફટકારવામાં આવી. એ સમયે એમને સરોજિની નાયડુ સાથે યરોડા જેલમાં પૂરી દેવામાં આવ્યાં.

આ પ્રમાણે કૉંગ્રેસ જેવી હિન્દની અગત્યની રાજકીય સંસ્થામાં એક સેવિકા તરીકે સેવા આપી ધીમે ધીમે પોતાની કામગીરીથી તથા ત્યાગવૃત્તિથી નેતૃત્વ પ્રાપ્ત કરી તેમણે રાજકીય ક્ષેત્રે અગ્રિમ સ્થાન મેળવ્યું.

*

## ૧૩. પત્રકારત્વ અને સાહિત્યક્ષેત્ર

### પત્રકારિત્વ અને સાહિત્યક્ષેત્ર

વીસમા શતકના પહેલા ને બીજા દશકામાં પત્રકારત્વના આકાશમાં સ્ત્રીઓનાં દર્શન થતાં ન હતાં. કોઇપણ ભાષાની અખબારી આલમ પુરુષોથી ઉભરાતી હતી. જાણે એ ક્ષેત્ર સ્ત્રીઓને પ્રવેશવા દેવાનો મનાઇ હુકમ મેળવ્યો ન હોય!

બીજા દશકાના અંતમાં ગણ્યાગાંઠ્યાં નામ સંભળાવા લાગ્યાં; તે પણ શારદવાડીમાં; પત્રકારત્વના ક્ષેત્ર તો નીલમંડલ.

સને ૧૯૧૯ માં હંસાબહેને લંડન યુનિવર્સિટીમાં પત્રકારત્વનો અભ્યાસ કર્યો. એમના દિમાગમાં લેખનપ્રવૃત્તિ આ સમય અગાઉ વસી ગઇ હતી; એથી પત્રકારત્વના અભ્યાસમાં એમને રસ પડ્યો; ને પદ્ધતિસર અભ્યાસથી એમણે પ્રગતિ પ્રાપ્ત કરી.

સને ૧૯૨૦ માં હંસાબહેને વિલાયતથી હિન્દુસ્તાન આવી હિન્દુસ્થાન સાપ્તાહિકનાં સહમંત્રી તરીકે કામ કર્યું.

મુંબઇમાં ભગિની સમાજ તરફથી એક પત્રિકા પ્રકટ થતી હતી; તેના તંત્રી તરીકે હંસાબહેને માનદ્ સેવાઓ આપી. 'પુષ્પ' નામના બાલમાસિકમાં પણ એમણે સંપાદકીય આધિપત્ય આપ્યું. 'ભગિની સમાજ પત્રિકા'નું તો તે જ્યારથી શરુ થઇ ત્યારથી પાંચ–૭ વર્ષ એમણે સંચાલન કર્યું.

"ધી નેશનલ કાઉન્સીલ ઓફ વિમેન ઈન ઇન્ડીઆ"ના બુલેટીનની પ્રથમ શરુઆત કરી આપવામાં એમણે સારી મદદ કરી હતી.

ઉપરાંત તટસ્થ પત્રકારની ભૂમિકા ધારણ કરી સ્વતંત્ર રીતે પણ અનેક સામાયિકોમાં એમણે પોતાના ઉદ્દાત વિચારો વહેતા મૂકયા છે.

આજેય વૃત્તપત્રીય કે દૈનિક પત્રકાય ક્ષેત્ર મહિલાઓનું જેમ ફાલ્યું નથી; ત્યારે આ તો ત્રણ દશકા પૂર્વેની તે ક્ષેત્રની ઈતિહાસ-કંડિકા થઈ.

એ સમયે વૃત્તપત્રીય કે દૈનિક પત્રકાય ગગનમાં પદ્ધતિસર ચમકી ઊડનારાં બહેનો હતાં જ કયાં?

ગુજરાતી ભાષી સ્ત્રી પત્રકારોનો ઇતિહાસ હંસાબહેન ઉઘાડે છે એમ કહેવુ નિર્ભેળ સત્ય છે.

હાઇસ્કૂલ અને કોલેજમાં અભ્યાસ કરતાં હતાં, તે સમયથી જ હંસાબહેન સાહિત્યસ્નેહમાં મજા અનુભવતાં. કલ્પનાનાં ઉડ્ડયનની, ડોલનની અને ચિંતનની મજા તો સરસ્વતીને ઓળખનારાંઓ જ માણી શકે.

હંસાબહેન તો ચિંતનમાં એવાં નિમગ્ન બનતાં-બને છે કે ક્ષણો સુધી આ નિર્જીવ મનાતી સૃષ્ટિને વિસારી કવિતાની જીવંત દુનિયામાં વિહરતાં હોય છે. કાવ્યરસિકોએ જ વિશ્વમાં નાટકનું સર્જન કર્યું છે.

## એમની કૃતિઓ

( ૧ ) બાલવાર્તાવલિ
( ૨ ) કિશોર વાર્તાવલિ
( ૩ ) રુકિમણી
( ૪ ) બાવલાનાં પરાક્રમો
( ૫ ) ગોળીબારની મુસાફરી
( ૬ ) અરુણનું અદ્ભુત સ્વપ્ન
( ૭ ) ત્રણ નાટકો અને બીજાં એકાંકી
( ૮ ) હેમ્લેટ ( ભાષાંતર )
( ૯ ) વેનિસનો વેપારી ( ભાષાંતર )

(૧૦) મોલિયરનાં બે નાટકો

(૧૧) વાલ્મીકિ રામાયણનું સમશ્લોકી ભાષાંતર

(૧૨) Women under Hindu Law of Marriage & Succession.

(૧૩) Tract on Post war Educational Reconstruction & Civil Liberties.

(૧૪) Adventures of King Vikram.

હંસાબહેને આજ સુધીમાં અગિયાર ગ્રન્થો ગુજરાતી ભાષામાં અને ત્રણ અંગ્રેજી ભાષામાં લખ્યા છે. અંગ્રેજી ભાષામાં વિવિધ વિષયો પર ગ્રન્થલેખન કરવું કેટલું કઠિન કાર્ય છે, તે તો સહેજે સમજી શકાય તેવી બાબત છે. એમની ત્રણ કૃતિઓ જ કહી આપે છે કે એનાં કર્તાનું અંગ્રેજી ભાષા-જ્ઞાન કેવું વિસ્તૃત અને સમૃદ્ધ છે!

હવે હું એમની ગુજરાતી કૃતિઓ સંબંધે કંઇક કહું.

અંગ્રેજી સાહિત્યમાં શેક્સપિયરનુ જે મહત્ત્વ છે, એવું જ મહત્ત્વ ફ્રેન્ચ સાહિત્યમાં મોલિયરનુ મનાય છે. જગતના હાસ્યસાહિત્યમાં તો મોલિયરની કૃતિઓનુ સ્થાન હજી સુધી મોખરે રહ્યું છે. હંસાબહેને શેક્સપિયર અને મોલિયર જેવા વિખ્યાત નાટ્યકારોની જે થોડી કૃતિઓ ગુજરાતી ભાષામાં આપી છે તે તો ઉચ્ચ પ્રકારની સાહિત્ય-સેવા જ થઈ.

ઉત્તમ પંક્તિનાં નાટકોના ભાવાનુવાદ અને ભાષાંતર અઘરાં છે. મૌલિક નાટકોનાં સર્જન એનાથી યે વધારે અઘરા છે. બંન્નેમાં ઊંડા અભ્યાસ જોઇએ. હંસાબહેને ભાષાંતરો આપવા ઉપરાંત મૌલિક નાટકો આપણને આપ્યાં છે. 'સાવિત્રી' અને 'ત્રણ નાટકો' આ બન્ને એમની સરસ મૌલિક નાટ્યકૃતિઓ છે.

એમણે બાળસાહિત્ય લખ્યું છે ને વીણી વીણી ભેગું કરી તેનું સંપાદન સુદ્ધાં કર્યું છે. 'સાવિત્રી' જેવું નાટ્યસર્જન કરનારાં હંસાબહેન

બાળકોનું જીવન ઘડતર કરનારું સાહિત્ય સર્જન કરે અને તેમાં છીછરાં ન થાય તે તેમની વિશિષ્ટતા છે.

આજથી લગભગ પાંત્રીસ વર્ષ પૂર્વે એમણે બાળ-વાર્તાવલિ નામે બે પુસ્તકો પ્રકટ કર્યાં. એમાં બાળકોને આડકતરું શિક્ષણ આપનારી વાર્તાઓ અપાઈ છે. આજે પણ એ વાર્તાઓ જૂની લાગતી નથી. એકતાનો મહિમા કોઈ કાળમાં ઓછો થવાનો નથી; એ જ મહિમા વાર્તાઓમાં છલકાય છે. 'સાત પૂછડિયો ઉંદર' કે 'ચલ રે તબડા તડુક તડુક'માંની વાઘ, વરુ, રીંછ ને વાંદરા આડેથી માર્ગ કાઢતી ડોશી કે કોડીમડું ખાવા માટે તલસતા કાગડાની તપશ્ચર્યા, મગરના હાથમાં સપડાયેલા વાંદરાના ઉગારાની યુક્તિ અને ગોળની ભીંત, શેરડીના દાંડા ને કોપરાના છાપરાના ઘરમાં રહેતી બકરી બેન આ બધા બાળકો માટે જરાપણ અજાણ્યાં પાત્રો ન હતાં. એમનો પરિચય આ બાલ વાર્તાવલિમાં સુંદર રીતે કરવામાં આવ્યો છે.

'બાવલાનાં પરાક્રમો' પુસ્તકમાં એક સરખો રસપ્રવાહ વહે છે. અદ્દભુત રસિકતા સાથે રોમાંચક સાહસનાં તત્ત્વોને વાર્તામાં વણી લેવાયાં છે. આ પુસ્તક પ્રખ્યાત ઇટાલીયન પુસ્તક પીનોકીઓનું ભાષાન્તર છે.

'ગોળીબારની મુસાફરી' અંગ્રેજ લેખક ડીન સ્વીફ્ટની જગમશહૂર વાર્તા 'ગુલીવર્સ ટ્રાવેલ્સ' નો અનુવાદ છે. સને ૧૯૩૨ માં હંસાબહેને આ પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રકટ કર્યું.

પુસ્તકના પહેલા ભાગમાં ઠીંગણા વામનજીઓના પ્રદેશમાં મુસાફરી કરતાં કેવાં સાહસ ખેડવાં પડે છે, કેવાં પરાક્રમો કરવાં પડે છે અને કઈ કઈ જાતની મુસીબતો વેઠવી પડે છે, એનું સરસ આલેખન છે. બાળકોને આ પુસ્તક દ્વારા 'સાહસ કરો' નો સંદેશ મળી રહે છે.

'અરુણનું અદ્દભુત સ્વપ્ન' જેવાં પ્રવાસનાં પુસ્તકોની આપણે ત્યાં અછત છે. હંસાબહેને પોતાના પ્રવાસની સ્મરણ-રેખાઓમાં ઐતિહાસિક અને સાંસ્કૃતિક ઘટનાઓના રંગ ભરી આ કલાત્મક રેખાદર્શનો

આપણને આ પુસ્તકદ્વારા અર્પણ કર્યા છે. વાંચતી વખતે આપણે આપણને જ અરુણ માની બેસીએ તેવું આકર્ષણ લેખનમાં ઉત્પન્ન થયું છે. ગરુડરાજ અરુણને જાપાન, અમેરિકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ, ઇટાલી, મિસર તથા મધ્ય એશીઆ પર ઉડ્ડયન કરાવે છે; ને તે તે દેશોના ભૂત તથા વર્તમાન વિષે સંક્ષિપ્ત ખ્યાલ આપે છે, સાથે સાથે કાલ્પનિક ઉડ્ડયનોની રસમય ગૂંથણી તેમાં ગૂંથી લેખિકાએ વાચકોને મુગ્ધ કરી મૂકયા છે. ધર્મ, કળા, ઇતિહાસ, સંસ્કૃતિ, ભાષા, લોકકથા, વગેરેને આમાં તે દેશનાં વર્ણનો સાથે વણી લેવાયાં છે.

બાળસાહિત્યને નામે કેટલુંય સાહિત્ય છપાયા કરે છે; પણ એ પ્રકટ થયેલાં પુસ્તકોમાં બાળકોને વિકાસની કેડી પર પગ ઠેરવતા કરે તેવું સાહિત્ય બહુ જ ઓછું હોય છે. જ્યારે આ પુસ્તક કુમાર–કુમારીઓ માટે પ્રેરક છે. પુસ્તકમાં આવતાં વર્ણનો ભૂગોળનું શિક્ષણ આપે છે. બાળકોની જિજ્ઞાસા–વૃત્તિને આમાં સંતોષ મળતો રહે છે.

ગુજરાતી ભાષામાં પ્રવાસનું આવું માહિતીપૂરક પુસ્તક આ પહેલું છે.

બાળકોએ પોતાના દેશ ઉપરાંત પરદેશોમાં કેવાં કેવાં વિક્રમો થાય છે, તે જાણવાં જરૂરી હોય છે. પરદેશોમાં કયા કયા આદર્શોનું પાલન થાય છે, કઇ કઇ આવડતોને મહત્ત્વ અપાય છે–આ બધી વાતો જાણવી અગત્યની છે. બાળકોમાં સ્વદેશાભિમાનની ચેતના પ્રકટે એવી ઘટનાઓ એમનાં આંખ કાન પર મૂકવી આવશ્યક હોય છે.

એ બધું આ પુસ્તકમાં સરલ રીતે વણી લેવાયું છે. મજા તો એ છે કે આવું માર્ગદર્શક પુસ્તક કયાંય નીરસ થતું નથી. આ પુસ્તક બાળસાહિત્યના ભંડોળમાં સમૃદ્ધિ રૂપ છે.

અક્ષરજ્ઞાન પૂર્વેનું બાલસાહિત્ય રમતગમતોમાં દટાયલું છે. દરેક દેશ અને પ્રાન્તની જૂની રમતોમાં બાલકનું ઘડતર કરનારું સાહિત્ય હોય છે જ, પણ એનુ સંશોધન કરવા પ્રત્યે અભ્યાસ ભરપૂર ધ્યાન કોઈએ રોકાવ્યું નથી. અક્ષરજ્ઞાન પ્રાપ્તિ પછીનું બાળસાહિત્ય ગુજ-

રાતી ભાષામાં જેઓ બહારથી લાવ્યાં; તેમાં હંસાબહેનનું પ્રધાન સ્થાન છે એમ વારંવાર કહેવામાં અતિશયોક્તિ નથી.

હંસાબહેને ભાષાંતર કરેલું નાટક લો કે બાળ સાહિત્યનું પુસ્તક લો, એમાં ભાષાશૈલી સાદી છતાં ગૌરવશીલ અને પ્રાસાદિક હોય છે. એમના પ્રત્યેક પુસ્તકમાં સાહિત્યસેવા તરતી હોય છે અને સાહિત્ય-સેવા માટે એમણે ઉન્નત સુંદર પ્રવેશ પસંદ કર્યો જ હોય છે.

"હિમાલય સ્વરૂપ" નાટકમાં હંસાબહેન આખાય જનસમૂહની સામે અને સમાજ રચના સામે એક રમૂજ ભર્યો પ્રશ્ન મૂકે છે.

વિધવાને ઓળખવા માટે તેના નામ આગળ "ગંગા સ્વરૂપ" ઉપાધિ લગાડાય છે, તો વિધુરોના નામ આગળ "હિમાલય સ્વરૂપ" ઉપાધિ શા માટે મૂકાવી ન જોઈએ?

આ નાટક હંસાબહેનને મહા વિનોદી અને અદ્ભુત ક્રાન્તિકાર લેખે ઓળખાવે છે.

એમણે ભાષાંતર કરેલા 'હેમ્લેટ' નાટકની પ્રસ્તાવનામાં સ્વ. પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર લખે છે:

'કરણઘેલોથી આપણા અર્વાચીન સાહિત્યમાં ઐતિહાસિક નવલની શરુઆત થઇ, એ જાણીતું છે. શ્રી નંદશંકરે અર્વાચીન હિંદમાં સામાજિક સુધારાનો ઇતિહાસ લખવાની મહત્ત્વાકાંક્ષા કેટલાંક વર્ષો લગી સેવેલી, તે સાંભળીને અત્યારે તો ઘણાંને નવાઈ જેવું લાગશે, પણ તે તો રાજપ્રકરણી અને વહીવટી સેવામાં લાગી ગયા અને એ અરેખી રોકાણીની પ્રવૃત્તિ જ એવી કે સેવકને વિદ્યા, વિજ્ઞાન, કલા, સાહિત્ય કે બીજા કોઇ વ્યવસાય માટે પૂરતો સમય મુક્ત રાખે જ નહિ. ત્રીજી પેઢીએ હંસાબહેને મહત્ત્વાકાંક્ષા તો 'ન લિંગે નહિ વયે' એ ન્યાયે અથવા પ્રાકૃત બોલીમાં 'ખણવો તો ડુંગર લૂંટવો તો ભંડાર' એ ધોરણે પોતાની સાહિત્યસેવા માટે મહાકવિ શેક્સપિયરનાં નાટકો જેવો અત્યંત ઉન્નત સુંદર પ્રદેશ પસંદ કર્યો છે અને તેમણે હેમ્લેટનું ભાષાંતર કર્યું છે.'

ઉપરાંત શેક્સપિયરનું Merchant of Venice નું "વેનીસનો વેપારી" નામના નાટકનું ભાષાંતર કર્યું છે.

આ પ્રમાણે એમનાં પુસ્તકોમાં પણ જે પ્રદેશ પસંદગી પામ્યો હોય છે તે સુંદર જ હોય છે. એમાં વાર્તા-વહન અને પાત્રાલેખન સ્પષ્ટ અને જ્વલંત હોય છે.

અંગ્રેજીમાં Humorous 'હ્યુમરસ' શબ્દ છે. હંસાબહેનની ભાષાશૈલી હ્યુમર રમૂજ આપે છે. લખાણો દ્વારા તે ટકોર સુદ્ધાં કરે છે.

એમણે 'રામાયણ' જેવા મહાગ્રન્થનું સમશ્લોકી ભાષાંતર કર્યું છે. એમનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ અને તે પ્રત્યેનુ મમત્વ અને કાણુ આ ગ્રન્થમાં દેખાઇ આવે છે.

ગુજરાતી સાહિત્યના અનેકવિધ ક્ષેત્ર ને ઉપક્ષેત્ર હંસાબહેને આપેલી સેવાઓ પ્રત્યે આપણા વિવેચકોએ પૂરતું લક્ષ પહોંચાડયું જણાતું નથી.

સાહિત્ય પરિષદના સંચાલકોના સ્મરણપટે પણ હંસાબહેને કરેલી શિક્ષણની તપશ્ચર્યા જ અંકાઇ લાગે છે.

હું ય આજ સુધી એમને કેળવણીકાર તરીકે ઓળખતો રહ્યો છું; પણ એમનાં પુસ્તકો વાંચ્યા પછી મેં એમને સાહિત્યકાર લેખે પણ ઓળખ્યાં છે.

*

## ૧૪. હંસાબહેન, કલા અને કલાપ્રેમ

સાહિત્ય, સંગીત, ચિત્ર અને શિલ્પ આ ચાર લલિત કલાઓ વર્ષોથી વિશ્વમા વિખ્યાત છે. એ ઉપરાંત પાંચમી લલિત કલા લેખાઇ નથી.

નાટક, કાવ્ય, નવલ, નવલિકા ઇત્યાદિ સાહિત્યના કોઇ પણ ઉપાંગનુ સર્જન કરે તે સાહિત્યકાર અને સાહિત્યકાર તે સાહિત્ય-કલાનો સર્જક–કલાકાર.

નરસિંહ મહેતો, મીરાંબાઇ, શામળભટ્ટ, ભાલણ, નાકર, પુરીબાઇ, પ્રેમાનંદ, દયારામ, અખો, ભોજો, ધીરો, નંદશંકર, નર્મદાશંકર, દલપતરામ, ગોવર્ધનરામ, કલાપી, કાન્ત, જટિલ, સંચિત, નરસિંહરાવ, નાનાલાલ, રમણભાઈ નીલકંઠ, બળવંતરાય ઠાકોર, વિદ્યાગૌરી નીલકંઠ, ઝવેરચંદ મેઘાણી, અરદેશર ખબરદાર, લલિત, બોટાદકર, રમણલાલ વસંતલાલ અને બીજા કેટલાંક સાહિત્યના કલાકારો સાહિત્યાકાશના તારાઓ.

આદિતરામ, ફૈયાઝખાન, પં. ઓમકારનાથ અને એવા જ બીજા સંગીતાકાશમાં તારાઓ–સંગીત કલાકાર.

બે પચ્ચીશી પૂર્વેનો ગુજરાતી સંગીત કલાકારોનો બધો ઇતિહાસ અંધારપટમાં પડ્યો છે.

'નૃત્ય અને સંગીત' આ બે જુદી જુદી કલાઓ નથી; સંગીતમાં નૃત્ય, ગાયન અને વાદન ત્રણેનો સમાવેશ છે. "સમ્+ગીત=સંગીત આ છે વ્યુત્પત્તિ.

—નર્તક સંગીતકલાકાર છે.
—ગાયક સંગીતકલાકાર છે.
—વાદક સંગીતકલાકાર છે.

અભિનેતાને લલિતકલાકાર માનવામાં આવ્યો નથી. કેમકે તે સર્જક નહિ; પણ સર્જકના સર્જનને અદા કરનારો અદાકાર છે.

ત્રીજી લલિતકલા તે ચિત્રકલા.

વિદ્યમાન સાહિત્યકલાકારો અને સંગીતકલાકારોનાં નામ મેં આપ્યાં નથી; તે પ્રમાણે ચિત્રકલાકારોમાં જેઓ વિદ્યમાન છે તેમનાં નામનો અત્રે હું ઉલ્લેખ કરતો નથી.

વિદ્યમાન સંગીત–કલાકારોની અગાઉના સંગીતકારોનો ઇતિહાસ જેમ અંધેરપછેડીમાં છે, તેમ ચિત્રકારોનો પણ.

ચોથી લલિત કલા છે શિલ્પકલા.

હીરો સલાટ ગુજરાતનો શિલ્પી–શિલ્પકલાકાર. ઉપરાંત અનેક હશે, છે; પણ સંશોધકોએ તે પ્રત્યે લક્ષ આપ્યું લાગતું નથી.

શિક્ષિત અને સંસ્કારી લોકો કલાના મર્મને પારખી લે છે. એથી જ તેમનામાં કલાપ્રેમ જન્મે છે. કલા પ્રત્યેનો અનુરાગ સાધારણ વસ્તુ લેખાઈ નથી. ધરતીના પટે આજ સુધીમાં અસંખ્ય રાજ–રાજેન્દ્રો અને ધનકુબેરો થઇ ગયા છે; પણ કલાના ઉપાસકોની તો અલ્પ સંખ્યા જ રહી છે.

ભગવાન શંકર અને તેમનાં પત્ની પાર્વતી બંને નૃત્યકારો.એટલે કે સંગીતકલાકારો હતા.

લંકાનો રાજા રાવણ ગાયક એટલે કે સંગીતકલાકાર હતો. એણે પોતાની મધુર ગાયકી વડે શંકરને પ્રસન્ન કર્યા હતા.

મહાભારત યુગનો કર્ણ સરસ ગાયક હતો. તેણે પોતાની ગાયકી વડે પરશુરામને પ્રસન્ન કર્યા હતા.

ભગવાન શ્રી કૃષ્ણ તો સાહિત્યકલાકાર ઉપરાંત નૃત્ય અને વાદન એટલે કે સંગીતકલાના સ્વામી હતા.

કૃષ્ણના પ્રેમની ભક્ત રાધા નૃત્યકાર હતી.

પાંડુપુત્ર અર્જુને સ્વર્ગ (આજના તિબ્બત)માં પાંચ વર્ષ વસી નૃત્યકલાની સિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

સમુદ્રગુપ્ત સરસ વાદક અને ગાયક હતો.
વિક્રમાદિત્ય સરસ ગાયક હતો.

આ ઉપરાંત અનેક રાજપુત્રો અને રાજબાલાઓમાં લલિતકલાકારો થયા છે. પણ આપણે એ દિશામાં સંશોધન કરવા પ્રત્યે ઉત્સુકતા દેખાડી નથી.

મહાભારત યુગમાં મયદાનવ મહાન સ્થપતિ (architect) હતો. એના સિવાય બીજા અનેક સ્થપતિઓ પણ થયા છે. ને ઇતિહાસના પાને પણ ચઢયા છે.

આજ પૂર્વે કયાં ક્યાં કયા કયા ચિત્રકારો થયા, તેના પ્રત્યુત્તરો પ્રાચીન ગ્રન્થોમાંથી યે મળી રહે ને જૂનાં સ્થાપત્યો અવલોકવાથી યે તેની પ્રાપ્તિ થાય. દષ્ટાંત લેખે બાણાસુરની પુત્રી ઉષાએ સ્વપ્નમાં કોઇ રાજકુમારને નિરખ્યો ને તે પરવશ બની ગઇ. એ સમયે ઉષાની એક સખીએ દરેક દેશના રાજકુમારનું ચિત્ર દોરી દોરી ઉષાને દેખાડયું. એ ચિત્ર દોરનારી ચિત્રલેખા.

ભારતના ચિત્રકારો, શિલ્પીઓ, ગાયકો ને નૃત્યકારોના ઇતિહાસ ગ્રંથો પ્રકટ થવા જરુરી છે.

'ભારતના નૃત્યકારો અને ગાયકો, ઉત્તમ છે,' આ વાક્ય સાચું છે. 'ભારતના સંગીતકારો ઉત્તમ છે.' આ વાકય પણ સાચું છે. પણ 'ભારતના નૃત્યકારો અને સંગીતકારો ઉત્તમ છે,' આ વાક્ય સાચું નથી: અર્થદોષથી ભરેલું છે.

દેશના સાહિત્યકારો, સંગીતકારો, શિલ્પીઓ અને ચિત્રકારો કલાના સર્જકો છે. ભુતકાળમાં આપણે ત્યાં ચમકીને અદશ્ય થયેલા કલા-સ્વામીઓને પાઠયપુસ્તકોના પાને મૂકવા જોઈએ.

કલાની અને કલાકારની ખરી કિંમત કલાસર્જકોને જ હોય છે, નથી. જેઓ કલાકાર નથી હોતા; તેવાં સ્ત્રી પુરુષો ય કલા અને કલાકાર પ્રત્યે અદ્દભુત, અનસ્ત સદ્દભાવ ધરાવતા હોય છે.



ડૉ. મીસીસ મીડ લામ–એમ. સી. ચાગલા, શ્રી કૃષ્ણા હઠીસીંગ–શ્રી હંસાબહેન અને વિજ્યાલક્ષ્મી પંડિત. [૧૯૪૭]



શ્રીમતી હંસાબહેન વડોદરા મ્યુઝીયમના ક્યુરેટર ડૉ. ગટ્ઝ સાથે [૧૯૪૮]

આપણા હંસાબહેનના હૃદયમાં કલા માત્ર પ્રત્યે સ્નેહભાવ છે. કલાકાર માત્ર પ્રત્યે સદ્ભાવ છે.

સને ૧૯૪૮ માં વડોદરા ખાતે અમદાવાદના ચિત્રકાર શ્રી છગનલાલ જાધવના ચિત્રપ્રદર્શન વખતે આધુનિક કલાકારોનાં ચિત્રો વિષે એમણે કહ્યું હતું:

'આપણા કલાકારો ચિત્રો દોરે છે, તે કાં તો અજંટાની ગુફાઓનાં અગર પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ હોય છે. આપણે ત્યાં ગુજરાતમાં ખરી કલાનાં દર્શન કરાવનારા અને કલાને વિકાસ આપનારા કલાકારો જૂજ સંખ્યામાં છે. ગુજરાતના કલાકારો છે તે લોકોના છે. આપણે લોકશાહીની વાતો કરીએ છીએ. એ કલાકારો લોકોમાંથી જ આગળ આવ્યા છે. લોકોમાંથી જ એમને પ્રેરણા મળી છે.

પહેલાના વખતમાં રાજાઓ કલાને ઉત્તેજન આપતા. આપણો દેશ સ્વતંત્ર થયો છે અને દેશના સર્વાંગી વિકાસ સાથે કલાનો વિકાસ ઇચ્છવાયોગ્ય છે. કેવળ ચિત્રકાર નહિ, પણ સંગીતકારનો પણ વિકાસ ઇચ્છવા યોગ્ય છે. કલાકારો ભૂખે ન મરે એ લોકોએ જોવાનું છે તો જ લોકશાસનનો ખરો અર્થ બરોબર જળવાશે. લોકશાસનના જમાનામાં લોકોએ જીવનના દરેક ક્ષેત્રમાં પોતાનું વર્ચસ્વ બતાવવું જોઇએ. શિક્ષણની દૃષ્ટિએ કહું તો જે શિક્ષણમાં કલાનો રસાસ્વાદ ના લઈ શકાય તે શિક્ષણ અધૂરું છે એટલે શિક્ષણ અને કલાને નજીક લાવવાં અને લોકો કલાને સમજે ને એની નિકટમાં આવે એ જરૂરી છે. લોકો લોકકલાનો લાભ નહિ લે તો લોકોમાં જ કલાદૃષ્ટિ નથી એમ કહેવાશે.'

હંસાબહેનનાં દાદીમા નંદાગૌરી નાનપણમાં ખુબસુરત અને જુદા જુદા રજવાડામાં ખુબ ફરેલાં એટલે સારાં ઘરેણાં-કપડાંનો બહુ શોખ. એકંદરે સુંદર વસ્તુ તરફ પક્ષપાત. પિતાને પણ દાદીમા જેટલો જ કલા પ્રત્યે પ્રેમ. ઘરમાં બધુ વ્યવસ્થિત અને ઠીકઠાક ગમે.

સારી કારીગરી અને કલાને ઉત્તેજન આપે. સારા સારા ગવૈયા પાસે ગાયનના જલસા પણ વારંવાર ગોઠવે.

આ કલાપ્રેમ અને સૌન્દર્યપ્રેમ હંસાબહેનમાં વારસામાં ઉતર્યો છે એમ કહીએ તો ખોટું નથી.

તેઓ કલાના એક ઉમંગી અભ્યાસી અને કલાકારોની કદર કરનારાં કલાપારખુ છે.

જુદા જુદા માસિકોમાં અને સામાયિકોમાં કલા અને રસને લગતા લેખો દ્વારા એમણે કલાનાં અંગોની વ્યવસ્થિત ચર્ચા કરી છે. કલાનો સાચો અર્થ સ્પષ્ટ રીતે સમજાવ્યો છે. લેખોમાં કલા વિશેની સૂક્ષ્મ સૂઝ વર્તાઈ આવે છે.

એમણે એક ઠેકાણે જણાવ્યું છે કે કલાકાર યોગસાધના કરે તો તેની કલા પણ સમૃદ્ધ થઇ શકે. કોઇ પણ કલાની સિદ્ધિ માટે પહેલાં તો કઠોર તપશ્ચર્યા કરવી પડે છે. કલાકારે ગમે તેવા સંજોગોમાં પણ ધૈર્ય ગુમાવવું જોઇએ નહિ.

ડભોઇમાં ભક્ત કવિ દયારામજયંતિ સમારંભ પ્રસંગે હંસાબહેને જણાવ્યું હતું : 'વર્ષો પહેલા પણ એક વાર મને અહીં આવવાનું આમંત્રણ મળેલું. પણ આવી શકાયું નહિ.

આજથી ચોવીશ વર્ષ ઉપર મારાં લગ્નપ્રસંગે ગરબાનો કાર્યક્રમ રાખ્યો હતો. તે વખતે ભક્ત કવિ દયારામની ગરબી **"શ્યામ રંગ સમીપે ન જાવું"** પસંદ કરી હતી. એ વેળા મારા કાકા હાજર હતા. તેઓ વિદ્વાન હતા. તેમણે મને પૂછ્યું હતું : 'તું એ ગરબો ગાશે ?'

મેં હા પાડી. કેમકે હું શ્યામ રંગ સમીપે જવાની હતી. મેં એ ગરબો ગવરાવ્યો પણ ખરો (hear hear હસાહસ). આ પ્રસંગ હતો સપ્ટેમ્બર ૧૯૪૮ નો ગુજરાતના ગૌરવરૂપ ભક્તકવિ શ્રી દયારામની ૧૭૧ મી જન્મજયંતિનો.

એમણે જણાવ્યું: 'દયારામભાઇની ગરબીઓએ સ્ત્રીઓના હૃદય જીતી લીધાં છે. એ ગરબીઓનો શબ્દે શબ્દ હૃદયસ્પર્શી છે. સ્ત્રીના

હૃદયની કુમાશ ભક્તકવિ દયારામ જાણતા હતા. ગરબીની એકે એક પંક્તિ વાંચીએ તો આપણને ખ્યાલ આવે કે તેમાં હૃદયની કેવી કુમાશ ભરી છે. દયારામની ગરબીઓનો રણકાર આખા ગુજરાતમાં ગુંજવો જોઇએ. ગુજરાતને દયારામ તરફથી જે સાહિત્યનો વારસો મળ્યો છે તે ગુજરાતનો ગરબો આખા હિન્દુસ્થાનમાં વખણાયો છે અને આવા ગરબા ખાસ કરીને શરદુત્સવમાં કાયમ ગવાવા જરૂરી છે. દયારામની ગરબીઓ તો ગુજરાતનો આગવો વારસો છે.

દયારામભાઇનું આપણે સ્મારક રચવું જોઇએ પણ તે કૃત્રિમ ન હોવું જોઇએ. ખરેખરૂં સ્મારક તો એ છે કે એ મહાન વિભૂતિની યાદ હરહમેશ તાજી રહે.

'માધુર્યે ઝરતી રસિક (ગરવી) પ્યારી દયારામની' એ કદી ભૂલી શકાય નહિ દયારામની વાણી તમારા હૃદયમાં ઉતારો. વધુ સંસ્કારી બનો; ત્યારે જ સાચું સ્મારક કર્યું કહેવાય.'

મુંબઇ રાજ્યના પાંચમા કલા પ્રદર્શન પ્રસંગે હંસાબહેને જણાવ્યું હતું: 'પ્રદર્શનોનો હેતુ કેવળ કલાકારોને ઉત્તેજન આપવાનો ન હોવો જોઇએ; પરંતુ લોકોમાં પણ કળા પ્રત્યે અભિરુચિ પેદા થાય એ હોવો જોઈએ. એક વખત તો કળા આપણા જીવનમાં ઓતપ્રોત હતી અને હોવી પણ જોઇએ. કારણ કળા એ બાહ્ય-બહારથી જોવાની વસ્તુ નથી. એ કેવળ ચિત્રો કે શિલ્પમાં જ વસી નથી; પરંતુ જીવનની રોજિંદી ચીજોમાં પણ કળાને સ્થાન છે. એક વખત તો આ વસ્તુસ્થિતિ આપણે ત્યાં હતી જ. આપણી જૂની કારીગરીમાં કેટલી બધી કલા હતી! આપણાં ઘરો, આપણું રાચરચીલું, આપણાં ઓઢવા પહેરવાનાં વસ્ત્રો એ સર્વ કલામય હતાં. આપણા ગુજરાતનાં શહેરો જ આવી વિવિધ કામગીરી માટે કેટલાં પ્રખ્યાત હતાં. આજે તો એ કલારસ જાણે આપણાં જીવનમાંથી ઉડી જ ગયો છે. નથી આપણામાં રંગના સુમેળની પિછાન રહી કે ના વસ્તુઓના ઘાટની.

આ રસ પાછો લાવવા માટે બાળકોને નાનપણથી જ સૌન્દર્ય પિછાની શકે એવી કેળવણી આપવી જોઇએ.'

ડૉ. જીવરાજભાઇએ વડોદરામાં નાટય મહોત્સવ પ્રસંગે જણાવ્યું હતુ :

'કેવળ વ્યક્તિના જ ઉત્કર્ષ માટે નહિ, પણ સમાજના અને દેશના ઉત્કર્ષ માટે પણ સતત્ પરિશ્રમમાં આનંદ લેવાની કળા આપણે શીખવી જોઇએ. હંસાબહેન એ રીતે શિક્ષણ સાહિત્ય અને બીજી કલાઓમાં ઘણો રસ લે છે. અમે પ્રવૃત્તિઓની અથવા તો રસોની વહેંચણી કરી લીધી છે એમ માનો તોય હરકત નથી.'

આ સ્પષ્ટીકરણ સચોટ અને વિનોદમય હોવા સાથે કેવું ગંભીર !

તે સાગરે તો ભૂમિને વધાવી,
કીધા વિભાગો રસકુંજ પંથે,
પુન્યે ભર્યા જીવનમાં કલાને
સ્થાપી અને વંદન છે કરેલાં,
ભૂમિ નમે સાગરને સદાયે,
કર્તવ્ય તો છે હૃદયનાં વિવિધ;
તો યે ન વિશ્વે વિખુટાં ગણાયાં,
અબ્ધિ, ધરા, બે પણ વિશ્વ એક.

*

શ્રી હંસાબહેન મહેતા ડૉ. રાધાકૃષ્ણન સાથે (યુનેસ્કો) પેરીસમાં. [૧૯૫૮]




યુનેસ્કોમાં ૧૯૫૮ના નવેમ્બરમાં મળેલા અધિવેશનમાં ભારતના પ્રતિનિધિ તરીકે–યુનેસ્કોની કારોબારી સમિતિના સભ્ય.

## ૧૫. સંયુક્ત રાષ્ટ્રસંઘ–માનવ હક્કો અને શ્રી હંસાબહેન

જગબાંધવતાના વેરી જનોને वसुधैवकुटुंबकम् ના પ્રેમ પંથે લઇ જવા, દારૂગોળા અને વિનાશક અણુશસ્ત્રોના વારસદારોને વિનાશ પંથેથી શાંતિને માર્ગે વાળવા, તોપોની ગર્જના, બોંબ ધડાકાનો કાળો કકળાટ, ભયભીત દશાને લીધે વિહ્વળ બની ગયેલાં સ્ત્રી પુરુષો અને અને બાળકોનો કરુણ વિલાપ અને કારમી ચિચિયારીઓ મિટાવવા માટે સને ૧૯૪૫ માં સંયુક્ત રાષ્ટ્ર સંઘ ( U. N. O. ) નો જન્મ થયો. જો કે પ્રથમ વિશ્વયુદ્ધને અંતે પણ એવું યુદ્ધ ફરી નિવા· માટે રાષ્ટ્રસંઘની લીગ ઓફ નેશન્સ ( League of Nations ) ની સ્થાપના કરવામાં આવી હતી. પરંતુ તે સંસ્થા પણ રાષ્ટ્રો વચ્ચેની સંસ્થાઓની હરીફાઇ અને વેરવૃત્તિને પરિણામે નિષ્ફળ નિવડી અને એ સંસ્થાના મુખ્ય સ્થાપક રાષ્ટ્રો જ એના સભ્ય ન બન્યા. અંતે એ સંસ્થાની નિષ્ફળતામાંથી જ બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું અને એનાં પરિણામથી કોઇ દેશને સંતોષ ન થયો. ત્યારે દુનિયાનાં આગળ પડતાં રાષ્ટ્રોએ ભેગા મળી ફરીથી રાષ્ટ્રસંઘ જેવી પણ તેથી વધુ શક્તિશાળી સંસ્થા સ્થાપવાનો નિર્ણય કર્યો. અને આજથી ૧૭ વર્ષ પહેલાં ૨૪ મી ઓકટોબર ૧૯૪૫ ના દિવસે સંયુક્ત રાષ્ટ્રસંઘ ( United Nations Organisation ) નો જન્મ થયો. ૫૦ દેશોના રાષ્ટ્રોએ સાનફ્રાન્સિસ્કોમાં વારંવાર થતાં યુદ્ધોને અટકાવવા માટે ૧૯૪૫ માં એક સંમેલન ભર્યું. શાંતિ સ્થાપવાના પ્રયત્નોના મંડાણ મંડાયા. એક હક્કપત્રી ( Charter ) તૈયાર થયો અને આ સમેલને સંયુક્ત

રાષ્ટ્રોનો ખતપત્ર અને નવી આંતરરાષ્ટ્રીય ન્યાય અદાલતનો ધારો ઘડી કાઢ્યાં. દસ્તાવેજો નોંધાયા અને ખતપત્ર મંજુર થયું.

સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાનું બંધારણ વગેરે વિગતો વોશિંગ્ટનમાં મળેલી ડમ્બાર્ટન ઓકસ પરિષદમાં નક્કી થયાં. ચીન, ફ્રાન્સ, રશિયા, અમેરીકા અને ગ્રેટબ્રિટન એ પાંચ વડાઓની બનેલી સલામતિ સમિતિની ચાવી રૂપ સંસ્થાની સ્થાપનાની દરખાસ્ત કરવામાં આવી.

ખતપત્ર ઉપર ૧૯૪૫ માં સહીઓ થયા પછી જગતમાં ઘણાં પરિવર્તનો થયા છે. આમાં સૌથી મોટા ફેરફાર તે રાષ્ટ્રીય જાગૃતિનો પ્રચંડ જુવાળ, જેને પરિણામે અનેક રાષ્ટ્રોને સ્વાધીનતા મળી છે. ૧૯૬૦ ના નવેમ્બર સુધીમાં સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાની સભ્ય સંખ્યા ૯૯ ની થઇ છે. અન્ય સ્વાધીન બનતાં રાષ્ટ્રો પણ તેના સભ્યપદને ઉંબરે ઉભેલાં છે.

કોઇપણ રાષ્ટ્રના ઘર આંગણાના કાર્યક્ષેત્રમાં આવી જતી બાબતોમાં સંસ્થાએ વચ્ચે પડવાનુ નથી. આંતરરાષ્ટ્રીય સંબંધોમાં ધાક ધમકી કે સંસ્થાના ઉદ્દેશો સાથે કોઇપણ રીતે અસંગત હોય તે પ્રમાણે બળના ઉપયોગથી દૂર રહેવાનું છે.

સંયુક્ત રાષ્ટ્ર સંઘનું કાર્ય મુખ્યત્વે ત્રણ વિભાગોમાં વહેંચાયલું છે (૧) સંરક્ષણ સમિતિ, (૨) વાલીપણાની સમિતિ, અને (૩) આર્થિક અને સામાજિક સમિતિ.

## ભારતના પ્રતિનિધિ

સંયુક્ત રાષ્ટ્રસંઘમાં ૧૯૪૫ માં સર રામાસ્વામી મુદલીયાર, અને સને ૧૯૪૬ માં શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત ભારતનાં પ્રતિનિધિ તરીકે ગયાં હતાં. એશિયાઇ પ્રજાની દક્ષિણ આફ્રિકામાં થતી અવદશા ભારતને કલંકરૂપ લાગી. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાની બેઠકમાં એમણે એ મુદ્દો ઉઠાવ્યો. ફિલ્ડ માર્શલ જનરલ સ્મટ્સ એમના વિરોધી હતા. પણ શ્રીમતી પંડિતમાં અસાધારણ સૌંદર્ય, અપ્રતિમ બુદ્ધિમત્તા, અને

વિચારની તેજસ્વીતા એટલાં બધાં શક્તિશાળી હતાં કે જનરલ સ્મટસ અકળવકળ થઇ ગયા હતા. ૧૯૪૯ માં પણ "આઝાદ હિંદ" ના પ્રતિનિધિ તરીકે તેમણે કામગીરી બજાવી.

## શ્રી હંસાબહેનનો ફાળો

શ્રીમતિ હંસાબહેને હિંદનાં પ્રતિનિધિ તરીકે સારી સેવા આપી છે. તેમણે "સ્ત્રીઓનું સ્થાન" (Status of Women) એ કમીશન પર અને પછી માનવહક્ક (Human Rights) કમીશન ઉપર અને ૧૯૪૭ માં "યુનો" ની આર્થિક અને સામાજિક સમિતિ પર કામ કર્યું છે.

તા. ૨–૯–૧૯૪૮ ના રોજ વડોદરામાં તેમનું જાહેર સન્માન કરવામાં આવ્યું હતું. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાનો સંક્ષિપ્ત ઇતિહાસ, કાર્ય-ક્ષેત્ર તથા કાર્યસિદ્ધિ સબંધે તેમણે ખ્યાલ આપ્યો હતો.

"માનવહક્કો" સબંધે તેમણે જણાવ્યું હતું કે "પ્રત્યેક વ્યક્તિએ દરેક વ્યક્તિનો અધિકાર જાળવવો જોઇએ એ જ અહિં-સાનો ખરો અર્થ છે. અને આમ કરીશુ તો જ સમાજ ઉન્નત થશે. લડાઇનું મૂળ કારણ માનવ–અધિકારની અવગણના છે. માનવ-હક્કો અંગેની પરિષદમાં અત્યાર સુધી અમે ત્રણ વખત મળ્યા છીએ. સને ૧૯૪૭ના જાન્યુઆરી, ૧૯૪૭ના નવેમ્બર અને ૧૯૪૮ ના જુન માસમાં. માનવ અધિકારની વ્યાખ્યા દરેક જણ આપે છે. આ કમિ-શનનો ઉદ્દેશ માનવ અધિકાર કયા છે તે સ્પષ્ટ કરવાનો છે. એ માટેના ખરડાનું કામ હાથ ઉપર લેવામાં આવ્યું છે. આ ખરડા ઉપર ખૂબ વાટાઘાટ ચાલી હતી. આ ખરડો એક જાતનું જાહેરનામું છે. પણ કાયદાનું બંધન નથી. આપણે કહીએ છીએ કે માનવ–અધિકાર આવા છે. એવા માનવ અધિકારનો ભંગ થયો હોય તો આંતરરાષ્ટ્રીય કાયદો લગાડી ન શકાય, પણ એ એક જાતની ઘોષણા છે. એનું નૈતિક બંધન હોય. પણ કાયદાનું બંધન આજે નથી, ભારતે સાઉથ

આફ્રિકા સામે ફરીયાદ કરી. આપણે કહ્યું કે માનવ હક્કો માટે કાંઈ પણ કાયદાનું બંધન હોવું જોઇએ અને જે આનો ભંગ કરે તેને શિક્ષા પણ થવી જોઇએ. છેવટે અમને જીત મળી, અમે કહ્યું કે આ ખરડો ફક્ત ખરડો નહિં પણ (Convention) કરાર હોવો જોઇએ. જીનીવામાં અમે મળ્યા તે વખતે નક્કી થયું કે આ જાહેરનામું નહીં પણ કરાર છે અને આને માટે કોણ શિક્ષા કરે, શી રીતે કરે અને કેવી રીતે, તેનો અમલ થાય તે જોવાનું છે. એટલે એને અમલમાં આણવા માટે કાંઇક તો કરવું જ જોઇએ. જીનીવામાં એ માટે નાની સમિતિ મળી હતી. કેટલાંક રાજ્યો આની વિરૂદ્ધમાં હતાં-છે. આ માટે આંતરરાષ્ટ્રીય યોજના કરવી જોઇએ. કેટલાક એમ માને છે કે આનાથી આંતરાષ્ટ્રીય સત્તા ઉપર તરાપ પડે છે. કેટલાકને આ વસ્તુ ગમતી નથી, પણ એ સઘળાનો ય વિચાર આ બાબતમાં કાંઇક કરવાનો છે.

માનવ-અધિકાર માટે પણ ખૂબ વાટાઘાટ થઇ છે. આપણે ભેદભાવ ન રાખવો જોઇએ. ઇશ્વરના રાજ્યમાં બધા સરખા છે. પણ કોઇ પણ સત્તાને ગળે આ વાત ઉતરવી સહેલી નથી. સત્તા વ્યક્તિને સ્વતંત્રતા આપવા માગતી નથી. જ્યાં જ્યાં એક રાજ્ય પોતાના હાથમાં બધી સત્તા લઇ લે અને બીજાને વાણીનું સ્વાતંત્ર્ય ન આપે અથવા જેને લોકશાહી રાજ્ય Democratic State કહે છે તેમાં બહુમતી પક્ષ લઘુમતિનું સ્વાતંત્ર્ય છીનવી લે એ પણ ઇચ્છવા યોગ્ય નથી. બહુમતિ દરેક જણની સ્વતંત્રતાનું રક્ષણ કરે, લોકશાહી Democratic સમાજમાં ઉચ્ચ નીચના ભેદ ન હોય. દરેકને વાણી સ્વાતંત્ર્ય મળવુ જોઇએ. પણ યાદ રાખવું જોઇએ કે સ્વતંત્રતા એટલે સ્વચ્છંદતા નહિ."

માનવ-હક્કના ખરડાના ત્રીજા વિભાગ વિષે શ્રી હંસાબહેને જણાવ્યું હતું કે કાળા ગોરાના, પુરુષ અને સ્ત્રીના, મીલમાલીક અને મજુરના, સ્પૃશ્ય અને અસ્પૃશ્યના ભેદભાવ ન હોવા જોઇએ. ગાંધી-

MRS. H. MEHTA

MR. Y. DARWISH

ઇજીપ્તના ડેલીગેટ મી. ડારવીશ સાથે શ્રીમતી હંસાબહેન મહેતા [''યુનો' ની સોશ્યલ વર્કર્સ એક્સપર્ટની કમીટીના સભ્ય તરીકે] [જાન્યુઆરી ૧૯૫૯]

યુનોના પરમેનેન્ટ ડેલીગેટ શ્રી. એચ. ઝા અને મીસીસ ઝા સાથે
શ્રી હંસાબેન મહેતા

જીનો જાન લીધો; તે પણ માનવ-અધિકારનો ભંગ થયો હતો. આપણને કોઇને કોઇનો જાન લેવાનો અધિકાર નથી. જીવવાનો અધિકાર દરેકને હોવો જોઇએ. કોઇને ગુલામ તરીકે આપણે ન રાખી શકીએ. વેઠ અગર જુલમથી કોઇને આપણે અમુક નોકરી કરાવી ન શકીએ. ગમે તે હોય તેને દેહકષ્ટ ન આપી શકીએ. કાયદાની દૃષ્ટિએ બધા સરખા છે. અને કાયદા સર્વને સરખા લાગુ પાડવા જોઇએ. બાળપણમાં માબાપ છોકરાંઓને પરણાવે છે, એ ન થવું જોઇએ. બંનેની સંમતિ, પુરુષ અને સ્ત્રીની સંમતિથી લગ્ન થવું જોઇએ.

છાપાંવાળાઓ ગમે તે જાતના સમાચાર ન છાપી શકે. બંને કોમ વચ્ચે ઝઘડા ઉપસ્થિત થાય એવાં લખાણો ન લખી શકે. અને આ બાબતમાં પણ પરિષદમાં અમે ચર્ચા કરી હતી. તમને બધાંને એકઠાં મળવાનો અધિકાર છે. પણ એકઠાં મળીને ભાંગફોડ કરવાનો અધિકાર નથી.

સને ૧૯૪૯ માં શ્રીમતિ હંસાબહેને ભારતના પ્રતિનિધિ તરીકે "યુનો"ના માનવ-હક્ક કમિશનમાં સભ્ય તરીકે લેક સકસેસમાં ભરાયેલી "માનવ-અધિકાર સમિતિ"ની છઠ્ઠી બેઠકમાં હાજરી આપી હતી અને "માનવ હક્ક" માટેના કાનુન અંગેનો મુસદ્દો ઘડવામાં ભાગ લીધો હતો અને સાથી સંસ્થાના પંચમાં ભારત તરફથી તેમણે સખત ઝુંબેશ ચલાવી હતી.

માનવ-અધિકાર સમિતિની છઠ્ઠી બેઠક લેક સકસેસમાં ૨૯ મી માર્ચથી તે ૧૯મી મે લગી મળી હતી. આ બેઠકમાં મુખ્ય કાર્યક્રમ તો માનવ-અધિકારનો કરાર–Convention of Human Rights–અમલમાં મૂકાય અને એનો ભંગ ન થાય તે અંગેની યોજના ઘડવાનો હતો. ગઈ બેઠક વખતે આ બન્ને પ્રશ્નો ચર્ચાયા હતા; પરંતુ એના પર નિર્ણય લેતાં પહેલાં, જે જુદાં જુદાં મંતવ્યો હતાં; તેના પર, સંયુક્ત રાષ્ટ્ર-મંડળનાં સભ્ય રાષ્ટ્રો શું કહે છે; તે જાણવા માટે એક પ્રશ્નાવલિ મોકલવામાં આવી હતી. લગભગ સાઠ રાષ્ટ્રોમાંથી સાત કે

આઠ રાષ્ટ્રોએ આ પ્રશ્નાવલિના ઉત્તરો પાઠવ્યા હતા. બાકીનાંઓને કાં તે આ પ્રશ્નો બાબત રસ નહોતો કાં તો શું જવાબ આપવો તેની ગમ નહોતી; કે પછી જાણી જોઇને એના પર મૌન સેવવું એમને ઉચિત લાગ્યું હશે; એ જ કારણ આ ઔદાસીન્ય માટે આપી શકાય.

માનવ અધિકારનો કરાર એટલું શું અને એ કરાર કોની કોની વચ્ચે, એ પ્રશ્ન પહેલો ઉપસ્થિત થાય છે. માનવ અધિકારની વિશ્વ-ઘોષણા (Universal Declaration of Human Rights) માનવ અધિકારના તાત્ત્વિક સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરે છે. એટલે માનવ અધિકારની વ્યાખ્યા કર્યા છે એ વાંધો દક્ષિણ આફ્રિકાએ એક વખત લીધો હતો તે વાંધો એ ઘોષણા આવ્યા પછી ઉઠાવી શકે નહિ – પરંતુ એ સિદ્ધાન્તોને અમલી રૂપ આપવા માટે એનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાનું રહે કે જેથી એમાંના કોઈ અધિકારનો ભંગ થતાં એના પર સ્પષ્ટ રીતે તહોમત મૂકી શકાય. આ સ્પષ્ટીકરણ કરવા માટે અમુક રીતે કાયદાની ભાષા વાપરવી પડે. એટલે માનવ અધિકારની કાયદાસ્વરૂપમાં વ્યાખ્યા એ કરાર (Convention).

હવે આ કરાર એ કોની વચ્ચે એ પ્રશ્ન ઊભો થાય છે. એક વિચારસરણી એવી છે કે આ કરાર જે જે રાષ્ટ્રો એની પર સહી કરે તેની વચ્ચે ગણાય. આની વિરુદ્ધ મારો મત એવો છે કે આ કરાર એક બાજુ સંયુક્ત રાષ્ટ્રમંડળ અને બીજી બાજુ સહી કરનાર રાષ્ટ્ર એની વચ્ચે ગણાય. એક વખત, સંયુક્ત રાષ્ટ્રમંડળની સામાન્ય સભામાં કરારનો ખરડો નક્કી થાય, તો એના પર બધાં જ સભ્ય રાષ્ટ્રોએ સહી કરવાની ફરજ રહે. જો આમ ન હોય તો માનવ અધિકારનું સંરક્ષણ કરવાની જવાબદારી સંયુક્ત રાષ્ટ્રમંડળ પર ના રહે.

પહેલી વિચારસરણીમાં માનનારામાં મુખ્ય તો યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા અને ગ્રેટબ્રિટન (યુનાઇટેડ કીન્ગ્ડમ) એ ગણાય. યુ. એસ. એ. ના મત પ્રમાણે તો પંદર રાષ્ટ્રો સહી કરે તો કરાર અમલમાં આવે. માનવ અધિકારનો, જો સહી કરનાર રાષ્ટ્ર ભંગ કરે,

તો તેની સામે ફરિયાદ કરવાનો હક્ક બીજાં સહી કરનાર રાષ્ટ્રને જ મળે. સહી કરનાર રાષ્ટ્ર સિવાય કોઇ બીજાં-રાષ્ટ્ર, સંસ્થા, વ્યક્તિ-સમૂહ કે વ્યક્તિને એ અધિકાર રહે નહિ. ફરિયાદની તપાસ પણ સહી કરનાર રાષ્ટ્રોએ આપેલી નામાવલિમાંથી સહી કરનાર રાષ્ટ્રોએ ચૂંટેલા સભ્યોની બનેલી સમિતિ કરે. તપાસને અંતે આ સમિતિ ફક્ત તપાસનો હેવાલ આપી શકે. તે સિવાય બીજું કંઈ પણ કરવાનો એ સમિતિને હક્ક નહિ.

આ યોજના જો સ્વીકારાય તો એનો અર્થ એ થાય કે જે થોડાં રાજ્યો – ઓછામાં ઓછાં પંદર – આ કરાર પર સહી કરે તેને જ એક બીજાં સામે ફરિયાદ કરવાનો અધિકાર રહે. આ નાના વર્તુળની બહાર એ કોઇની સામે ફરિયાદ કરી શકે નહિ કે એ વર્તુળની બહારનું કોઇ એ રાષ્ટ્રોની સામે ફરિયાદ કરી શકે નહિ. આ વર્તુળમાંથી કોઇ ફરિયાદ કરવાને તૈયાર ન થાય, દાખલા તરીકે યુ. એસ. એ. કે યુ. કે. ની સામે કોઇ ફરિયાદ કરવાને તૈયાર ન હોય, તો માનવ અધિકારનો એ દેશોમાં ભંગ થતો હોય તોયે એની સામે ફરિયાદ કે તપાસ થઇ શકે નહિ; અથવા તો બીજાં પગલાં લઇ શકાય નહિ. બીજો વાંધો એ આવે કે દાખલા તરીકે દક્ષિણ આફ્રિકા એ કરાર પર સહી ન કરે, તો હિંદને એની સામે માનવ અધિકારનો ભંગ કરવા માટે ફરિયાદ કરવાનો અધિકાર ન રહે. બીજુ, જો હિંદે આ કરાર પર સહી કરી હોય તો એની ભૂમિ પર વસનારા બધાને જ પછી એ દક્ષિણ આફ્રિકાનો હોય તોપણ કરારમાં દર્શાવેલા બધા અધિકાર આપવા પડે, જ્યારે દક્ષિણ આફ્રિકાને માથે બધાને સરખા અધિકાર આપવાની જવાબદારી ન રહે. એ હિંદીઓના અધિકારનો ભંગ પણ કરી શકે. આ વસ્તુસ્થિતિ કોઇ રીતે સ્વીકારી શકાય જ નહિ. એટલે જ મારી પહેલેથી માગણી હતી કે એક વખત કરારનો ખરડો સંયુક્ત રાષ્ટ્ર-મંડળની સામાન્ય સભામાં માન્ય થાય તો તેના પર અમુક વ્યાજબી મુદતની અંદર બધાં જ સભ્ય રાષ્ટ્રોને સહી કરવાની ફરજ રહેવી

જોઈએ. એમ ન થાય તો માનવ અધિકાર જેના રક્ષણ માટે ઘોષણા તેમજ કરાર ઘડવામાં આવ્યા છે, તેનો કશો અર્થ રહે નહિ.

આ મારું દષ્ટિબિન્દુ ઘણા થોડાને માન્ય હતું, જોકે એની સાથે સહાનુભૂતિ ધરાવનારા હતા. મારા વિશાળ અર્થમાં કરારને લેવો એ શકય નથી અને જેટલું શકય હોય તેટલું કરવું એવી કેટલાકની માન્યતા હતી. પરંતુ એ દેખાતી વ્યવહારુ સૂચના સ્વીકારવાથી, માનવ અધિકારને જે રક્ષણ મળવું જોઈએ તે તો મળતું નથી; અને એથી ઊલટું માનવ અધિકારનો આખો ઉદ્દેશ માર્યો જાય છે. આ વસ્તુ વ્યવહારુ સૂચના કરનાર જોઇ શકતા ન હતા. એટલે પરિણામ તો એ આવ્યું કે આ વખતે આ મુદ્દાના પ્રશ્નો પર એકમત થઈ શકયાં જ નહિ. આ બેઠકને અંતે થોડા અપવાદ સિવાય બધાં જ નિરાશ લાગ્યાં. જે કરાર ઘડ્યો છે તેની કલમો ખોટી નથી; પરંતુ એને અમલમાં મૂકવાની આખી રીત સામે જ વાંધા પડ્યા હતા. આ મતભેદનો નિકાલ આવી શકશે કે કેમ એ પણ અત્યારે શંકાસ્પદ લાગે છે. અત્યાર લગી મારા વિચાર સાથે સહમત થનારા તે પણ આ વખતે સાથે ન હતા. અને એનું મુખ્ય કારણ તો આજનું ડહોળાયેલું રાજકારણ છે એમ સ્પષ્ટ લાગ્યું. રાજકીય વાતાવરણ જો આવતે વર્ષે સ્વચ્છ થાય તો જ આગળ પ્રગતિ કરવાની આશા રાખી શકાય.

સૂચિત ઢંઢેરામાં એવા એક તંત્રની જોગવાઇ થવી જોઈએ કે જે તંત્ર એ ઢંઢેરાનુ સન્માન થાય છે તેની બાંહેધરી આપે. તેમણે કહ્યું કે આવા ઢંઢેરાનો અમલ એટલે કે માનવ અધિકારોનું તમારે રક્ષણ કરવું. તેથી માનવ અધિકારનો જો ભંગ થાય તો તે દૂર કરાય, તે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાએ જોવું જોઈએ.

"યુનેસ્કો"ની કાર્યવાહક સમિતિના પણ હંસાબહેન સભ્ય હતાં.

ઉપરાંત પરદેશોમાં જતાં આ દેશના મહત્વના ડેલીગેશનોની પણ એમણે નેતાગીરી લીધી છે.

આમ "યુનો" માં તેમણે હિંદના પ્રતિનિધિ તરીકે સામાજિક માનવતા સંબંધનો, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને લગતા પ્રશ્નો, માનવહક્કો, સ્ત્રીઓનો દરજ્જો, સમાજસેવા, સામાજિક નીતિ અને વિકાસ, સામાજિક સંરક્ષણ વગેરે પ્રશ્નો અંગે સારી કામગીરી બજાવી છે.

તેઓ કહે છે કે "સર્વ માનવીઓ જન્મથી જ સમાન છે. સર્જનહારે એમને કેટલાક જન્મસિદ્ધ અધિકારો બક્ષ્યા છે. આ અધિકારોમાં જીવન જીવવાના, મુક્તિ મેળવવાના અને સુખપ્રાપ્તિ માટેની ખોજનો સમાવેશ થાય છે." આમ હંસાબહેન માનવ અધિકારનાં પ્રખર હિમાયતી છે – માનવીની મુક્તિનાં પ્રતિક છે.

*

## ૧૬. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી

હૈયે ધરી હિત અમીત વડોદરાનું,
કલ્યાણ વાંછી શુભ ભારતની પ્રજાનું,
વિદ્યાકલારસિક રાજવી સયાજીરાવે,
વાવ્યું વિદ્યાપીઠસ્ય બીજ મહાનુભાવે.

(૨)

વિદ્યાપીઠસ્ય નવ જ્ઞાનનદી વહાવી,
શ્રીમત્સયાજી નૃપ સંસ્મૃતિને સુહાવી,
અંકિત કીધ અભિજ્ઞાન સુકીર્તિ કાજે,
સેવાનુરક્ત **નરશાર્દૂલ** જીવરાજે.

(૩)

હંસારૂઢા મુદિત ભારતીના પ્રભાવે,
માંગલ્ય સત્ય શિવસુન્દર આત્મભાવે,
મ્હોરાવ્યું વૃક્ષ ઉરનાં વર સિંચી નીર,
ફોરાવ્યું શાંત અનુકૂલ વહી સમીર,
શાખા અનેક થકી સુંદર સોહતું એ,
બોધી સમું વિદ્યાપીઠ મનમોહતું એ.

(શ્રી ચતુરભાઈ પટેલ)

થોડાંક અંગ્રેજી વાક્યો પણ જેમનાં તેમ અહીં મૂકું છું.

"Hansa Mehta is the first Indian woman to hold an exalted post of the Vice-Chancellor of the Baroda University just like London

University's first woman Vice Chancellor Professor Miss Lillian M. Pension. She is Vice Chancellor, but without Vice."

[ Maharajsingh. ]

ઉચ્ચ કેળવણીની દોરવણી માટે વિદ્યાપીઠો સ્થપાતી રહી છે. આ વિદ્યાપીઠો બી. એ., એમ. એ., બી. કોમ વગેરેની પરીક્ષા લે છે અને વિદ્યાલયો તથા મહાવિદ્યાલયો પર દેખરેખ રાખે છે.

પ્રાચીનકાળમાં હસ્તિનાપુર, અવંતી, શૂર્પારક, વારાણસી, તક્ષશીલા, નાલંદા વગેરે સ્થળે નાનાં મોટાં શિક્ષણકેન્દ્રો હતાં. તક્ષશીલા અને નાલંદામાં તો આજના 'કેમ્બ્રીજ' અને 'ઓક્ષફર્ડ' જેવાં મહાન વિશ્વવિદ્યાલયો હતાં.

નાલંદાની વિદ્યાપીઠમાં નવ મજલાના એક મકાનમાં કેવળ પુસ્તકાલય હતું. એની આસપાસ દુર્ગ બાંધેલો હતો. હ્યુએનસંગ જેવો વિદ્વાન ચીની મુસાફર મોટી ઉંમરે આ વિદ્યાપીઠમાં અભ્યાસ કરવા આવ્યો હતો.

વારાણસી અને તક્ષશીલામાં વૈદકનું જ્ઞાન આપનારો વિભાગ હતો.

વાઢ કાપનો વિશાળ શિક્ષણક્રમ વારાણસીમાં હતો. ભારતનો મહાન તબીબ સુશ્રુત અહીં ભણ્યો હતો.

ગુજરાતમાં વલભીપુરની વિદ્યાપીઠ પણ ઉંચા શિખરે પહોંચી હતી. આ સત્યની નોંધ હ્યુએનસંગની નોંધપોથીમાં મળી આવે છે.

વિદ્યાપીઠો સમાજના બુદ્ધિશાળી વર્ગને વિવિધ રીતે કેળવે છે. સંસ્કૃતિનું જતન કરે છે, સંસ્કૃતિનો પ્રચાર કરે છે.

વિદ્યાપીઠો પ્રાચીન ગ્રંથોના આધારે સાહિત્યકલાને વિકસાવે છે.

જૂની ચિત્રકલાને શણગારે છે.

જૂનાં સ્થાપત્યોને અવલોકી તેમાં ચેતના પૂરી શિલ્પકલાનો મહિમા વધારે છે.

જૂની નૃત્યકલા, જૂની ગાયનકલા અને વાદનની ખૂબી સુદ્ધાં તપાસી તેને યથાર્થ રુપમાં બહાર મૂકી સંગીતકલાને ગતિ આપે છે.

જૂનામાં જે કંઇ સારું હોય તેનો સ્વીકાર કરવો અને તેમાં જે નવા અવતારને યોગ્ય હોય તેને નવો અવતાર આપવો. આ પણ વિદ્યાપીઠમાં એક વિષય હોય છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના 'શાંતિનિકેતન' માં આ વિષયના પ્રયોગો થાય છે.

આવો એક ઐતિહાસિક પ્રયોગ વડોદરામાં આજથી તેર વર્ષ પૂર્વે થયો.

ગુજરાતી સંસ્કારના ઇતિહાસમાં વડોદરાનું સ્થાન અનોખું રહ્યું છે.

'ભાષા ગુર્જરી આર્યાવર્ત અખિલે-
-ફેલાય ફાલે ઘણી,
સાંગોપાંગ સુરંગ રંગ અતિશે
ધીરો ગીરા ગુર્જરી.'

આ પ્રમાણે ગુર્જરીને ગાઇ ગયેલો ગુજરાતનો મહાકવિ પ્રેમાનંદ વડોદરાને પોતાની કર્મભૂમિ બનાવી ગયો.:

અનેક નગરો, કસ્બાઓ અને ગામડાંઓથી ભારતને તપોનિષ્ઠા આપનાર મુંબઈ ઇલાકાનું વડોદરા રાજ્ય બીજા દેશી રાજ્યોની તુલનામાં શિક્ષણની દૃષ્ટિએ ઉન્નતિના ગિરિ શિખરે વિરાજી રાજભાષા ગુજરાતી પામ્યું, તે ગૌરવના દાતા સયાજીરાવ ગાયકવાડે પણ વડોદરાને જ કર્તવ્યભૂમિ બનાવી.

કાળ અને તેનાં તોફાનો તો જતાં રહે છે; પણ કહેણી અને કરણી બંને દીર્ઘ જીવન ભોગવે છે. એ સૂત્ર અનુસાર મહારાજા સયાજીરાવ જતા રહ્યા; પણ સયાજીરાવના નામે પ્રતિષ્ઠા પામેલી ગુજરાત પ્રદેશની સર્વ પ્રથમ સરકારમાન્ય યુનિવર્સિટીની તવારીખ તો કરણી રુપે દીર્ઘ જીવન ભોગવવાની.

ભારતની પ્રથમ યુનીવર્સિટી ગ્રાન્ટ કમિટીના સભ્ય તરીકે કેન્દ્રના શિક્ષણ પ્રધાન મૌલાના આઝાદ સાથે શ્રી હંસાબહેન. [૧૯૪૮]

(૧) ડૉ. જીવરાજ મહેતા, (૨) સૌરાષ્ટ્રના રાજપ્રમુખ નવાનગરના જામ સાહેબ અને (૩) શ્રી હંસાબહેન.

આ યુનિવર્સિટી (વિશ્વ વિદ્યાલય) ની સ્થાપનાનો નિર્ણય તા. ૨૬-૪-૪૯ ના રોજ મળેલી વડોદરા રાજ્યની ઐતિહાસિક ધારાસભામાં લેવાયો.

બુદ્ધિવાદ, ઉચ્ચ શિક્ષણ અને સાહિત્યને પ્રથમ કોટિની કલા માનનારાઓ જ્યોતિષમાં માનતાં હોય તો તેઓએ તા. ૧-૫-૪૯ ના દિવસને શુકનવંત દિવસ માનવો રહ્યો.

પણ કેવળ નિર્ણય કરવાથી જ યુનિવર્સિટીનું નિર્માણ થાય ખરું ? એ માટે ચોક્કસ સગવડોયુક્ત આલીશાન મકાન જોઈએ. એને યોગ્ય સાધન સામગ્રી જોઇએ. વિવિધ વિષયના ઉંડા અભ્યાસી અધ્યાપકો જોઇએ અને એ સર્વને પોષવા માટે પૂરતાં નાણાં જોઈએ.

નાણાંથી જ ભવ્ય શિક્ષણકેન્દ્ર ન સર્જાય. એ સાથે એના નિર્માણની હામ ભીડનારમાં જેનું નિર્માણ કરવા તે મથે છે, તે શું છે તે સમજવા જેટલું અધ્યર જ્ઞાન જોઇએ, એને મૂર્તિમંત કરવા જેટલાં અભ્યાસ-અનુભવ જોઈએ.

ગુજરાતના ને ગુજરાત બહારના શિક્ષણપ્રેમીઓ જાણે છે કે સને ૧૯૧૯ થી હંસાબહેને વિશ્વજ્ઞાનામૃતની પ્રાપ્તિ અર્થે કઠોર તપશ્ચર્યા આરંભી હતી.

તેઓ એ પણ જાણે છે કે હંસાબહેનની તપશ્ચર્યામાં દેશ દેશનો એમનો પ્રવાસ વણાયો હતો; ને એ પ્રવાસમાં દેશ દેશનાં શિક્ષણકેન્દ્રોનો એમનો અભ્યાસ ગૂંથાયો હતો.

સને ૧૯૧૯ થી ૧૯૨૩ સુધીમાં લંડન, પેરીસ, જીનીવા, સાન ફ્રાન્સિસ્કો, ન્યુયોર્ક, પોર્ટલેન્ડ અને જાપાનના ટોકિયો, કોબે તથા યોકોહામા વગેરે નગરોમાં તે ઘૂમી વળ્યાં, તે છે એમની તપશ્ચર્યાનો પૂર્વાર્ધ.

સને ૧૯૨૪ થી ૧૯૪૯ સુધીનો વિવિધ ક્ષેત્રોનો અભ્યાસ તે છે એમની તપશ્ચર્યાનો ઉત્તરાર્ધ.

પ્રાચીન કાળના ભારતીય તેમજ અ-ભારતીય વિશ્વવિદ્યાલયોનો એમનો ઉંડો અભ્યાસ પણ જનતાથી અપરિચિત નથી.

એમની તપશ્ચર્યાના ફળસ્વરુપ નિર્માણ તે જ 'મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી.'

આ યુનિવર્સિટી માત્ર બી. એ., બી. કૉમ. કે એમ. એ. ની ઉપાધિઓ આપનારી કેવળ કારકુન ઉત્પન્ન કરનારી ન બને, તે પ્રત્યે આરંભથી જ હંસાબહેને કાળજી રાખી હતી. ઉચ્ચ કેળવણીદ્વારા સમાજને સાચા અર્થમાં સમાજ બનાવનારી અને મોંઘેરા માનવ-ગુણોનો વિકાસ સાધનારી બને, તે પ્રત્યે ઉત્સાહ ઉમંગ અને યત્નો અર્પી પોતાની તપશ્ચર્યાને તેજોમયી બનાવી હતી.

વિવિધ વિષયોનું ઉચ્ચ શિક્ષણ આપવા સાથે નિવાસસ્થાન અર્પનારી યુનિવર્સિટીઓ તો ગુજરાતમાં એક, આ વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી અને બીજી આણંદની વલ્લભ વિદ્યાનગર. આ બેમાં પણ પહેલી તો મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી.

મેક્સિકોમાં 'મેક્સિકો મહિલા વિદ્યાપીઠ' ની સ્થાપના કરનારાં શિક્ષણપ્રવર્તક બહેનનું નામ 'સિનોરા એડેલા સાન્તાસિલ્લા.'

વડોદરાની મ. સા. વિદ્યાપીઠનાં વિરચીને તો તમે જાણો છો કે તે આપણાં હંસાબહેન.

ઇ. સ. ૧૯૪૯ માં મ. સ. વિદ્યાપીઠની સ્થાપના થઇ, ત્યારથી આજ સુધીની એની તવારીખ નિરખવાથી સ્પષ્ટ થાય છે, કે એની તેર વર્ષની ઉંમર દરમિયાન એણે ઘણું કર્યું છે. અને તેનું કારણ એ લેખાય છે કે તે સ્થાનિક યુનિવર્સિટી છે.

આ પ્રકારની સ્થાનિક યુનિવર્સિટીને 'રાધાકૃષ્ણન કમિશને' ઇષ્ટ ગણી છે.

યુનિવર્સિટી તો વાસ્તવમાં વિશ્વની વિદ્યાનું આલય છે. અહીં ધર્મશાસ્ત્રનું, વૈદકનું, વિજ્ઞાનનું, ધારાશાસ્ત્રનું, કલાશાસ્ત્રોનું ઇત્યાદિ શિક્ષણ અપાવું જોઇએ.

વડોદરાની મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠમાં શ્રીમતી હંસાબહેન–વિદ્યાપીઠની ફેકલ્ટી ઑફ હોમ સાયન્સની વિદ્યાર્થિનીઓને જાપાન સરકારે આપેલી જાપાની પુતળી નિહાળી રહ્યાં છે.

વડોદરા યુનિવર્સિટી કૉન્વોકેશનનું દૃશ્ય–શ્રી હંસાબહેન, ડૉ. જીવરાજ મહેતા અને

૧૯૪૯ના ડિસેમ્બર માસમાં આપણી આ વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઉત્સવ સપ્તાહ પ્રસંગે મુંબઈના ગવર્નર સર મહારાજસિંઘે વિદ્યાર્થીઓને ઉદ્દેશી કહ્યું હતું :

'તમે જાણતા હશો કે તમારી યુનિવર્સિટીનાં ઉપકુલપતિ (વાઈસ ચૅન્સેલર) હંસાબહેન હિન્દી યુનિવર્સિટીઓમાં પ્રથમ સ્ત્રી-ઉપકુલપતિ થવાનું માન ધરાવે છે. એ મહાન સ્થાન માટે તેઓ ખરેખર પૂર્ણ લાયક છે. અને તે તેમને યોગ્ય રીતે મળ્યું છે.'

હંસાબહેને પ્રસ્તુત યુનિવર્સિટીના ઉપકુલપતિ તરીકે નવ વર્ષ પર્યંત રહી પોતાની કર્તવ્યનિષ્ઠાનો કેવળ બાહ્ય દેખાવ કર્યો નથી; પણ ઉચ્ચ પંક્તિના શિક્ષણશાસ્ત્રી તરીકે વિદ્યાપીઠના ઘડતર અને ચણતર બંન્નેમાં અંતઃકરણ રેડી પ્રમાણિકતાની પ્રતિભા ઉભી કરી છે.

માત્ર યુનિવર્સિટીના બ્રહ્મા નહિ; પણ વિષ્ણુ સુધ્ધાં તે બન્યા છે.

શિક્ષણ અને વહીવટ ક્ષેત્રોના એમના અભ્યાસ-અનુભવ, રાજકીય અને સામાજિક ક્ષેત્રોમાંની એમની લોકપ્રિયતા દ્વારા એમણે અનંત ધગશ તેમજ બાહોશાથી વિદ્યાપીઠની પ્રગતિમાં અનન્ય ફાળો આપ્યો છે.

એમણે આપેલી શૈક્ષણિક સેવાઓથી આ વિદ્યાપીઠને કીર્તિ મળી છે. ફરી એક વાર વડોદરા અદ્યતન અને વૈજ્ઞાનિક કેળવણીનું બિન-સાંપ્રદાયિક કેન્દ્ર બન્યું છે.

કૈલાસવાસી મહારાજા સયાજીરાવ ગાયકવાડની સ્મરણાંજલિ રૂપે વડોદરામાં આ વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવી છે. ભારતની વિદ્યાપીઠોમાં સાંસ્કૃતિક શિક્ષણની દૃષ્ટિએ આ વિદ્યાપીઠે અનેરૂં-આગવું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

ભારતના અનેક નગરોમાં વડોદરા નગરીને વિદ્યાનગરી લેખે કીર્તિ અપાવનારી જો કોઈ રચના હોય તો તે મ. સ. વિદ્યાપીઠ છે. આ વિદ્યાપીઠની સ્થાપનામાં હંસાબહેને એમના જીવનસાથી ડૉ. જીવરાજ મહેતાનો પણ અપૂર્વ સહકાર પ્રાપ્ત કર્યો છે.

સને ૧૯૬૧ માં પ્રકટ થયેલા "વીર વિદ્યાર્થી", પુસ્તકમાંથી થોડાં વાક્યો અહીં ટાંકવા આવશ્યક લેખાશે.

'આજ સુધી પોતાને વિદ્યાર્થી માનતા આવેલા ડૉ. જીવરાજ મહેતાએ પોતાના જીવનસાથી સૌ. હંસાબહેન મહેતાના અપૂર્વ સહકારથી વડોદરામાં વિશ્વવિદ્યાલય ઉભું કર્યું. આ સિદ્ધિ તો વિદ્યાર્થી જગતનું મન જીતનારી છે.'

જે મહાકાર્યની ઉપસ્થિતિ પાછળ પતિ-પત્ની બન્નેના પ્રયાસો થતા રહ્યા હોય તે સિદ્ધિને સાધારણ ન લેખાય.

'હાઇસ્કૂલ, કલાભવન, ટ્રેનિંગ કૉલેજ, આર્ટ્સ, સાયન્સ, કૉમર્સ, બી. ટી., પોલિટેકનીક, એન્જીનીઅરિંગ, ફાઇન આર્ટ્સ, હોમ-સાયન્સ, સોસ્યલ વર્ક કૉલેજો અને એ ઉપરાંત શ્રી સયાજીરુગ્ણાલયની અદ્યતન તબીબી સારવારના ઉત્તમ સાધનો અને સગવડો ધરાવતી મોટી હૉસ્પિટલ અને તેને અંગે પૂર્ણ વિકસિત મેડિકલ કૉલેજ તથા પ્રસૂતિ-ગૃહો, વ્યાયામ મંદિરો, રસાયણ પૃથક્કરણ શાળા, માનસિક અસ્વસ્થતાનાં દર્દીનું દવાખાનું, સુંદર બોટેનિકલ ગાર્ડન, વનસ્પતિ–ઉદ્યાન અને ગુજરાતમાં અજોડ એવું સંગ્રહસ્થાન, સમૃદ્ધ પુસ્તકાલય વગેરે શિક્ષણ અને સંસ્કૃતિના અનેક જીવંત ધામો સમી જોવાલાયક અને અભ્યાસ-નીય સંસ્થાઓ, તેનાં ભવ્ય સાધનસંપન્ન સુશોભિત મકાનો વડોદરાની શ્રી સયાજીરાવ વિદ્યાપીઠનાં કલ્યાણકારી અંગ–ઉપાંગો છે.

ઉપર દર્શાવેલી કૉલેજોના વિકાસ ઉપરાંત હિન્દી ભાષા પ્રચાર, રાજકારણશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સંખ્યાશાસ્ત્ર, ભારતીયશાસ્ત્ર, રામાયણ વિભાગ, પ્રાચ્ય સંશોધન, આયુર્વેદ સંશોધન, ટેક્ષટાઇલ, ચિત્રકલા, બાળકેળવણી વગેરે શિક્ષણના વિભાગો અને સાધનસમ્પન્ન ક્ષેત્રો વડોદરા વિદ્યાપીઠ ધરાવે છે.

## વિરાટ તપશ્ચર્યા

જગતમાં દરેક વ્યક્તિ પોતાના ચોક્કસ ધ્યેય માટે જાણ્યે વા અજાણ્યે તપશ્ચર્યા તો કરે છે જ. માત્ર ધ્યેય ધ્યેય વચ્ચે આકાશ અને પાતાળ વચ્ચે હોય છે એવો ફેર હોય છે એટલું જ.

અનેક તો એવાં છે, જેમનું ધ્યેય હર કોઈ ભોગે પૈસો એકઠો કરવો. કેટલાકનું ધ્યેય હોય છે પૈસો ભેગો કરી તેમનાં બાલગોપાલ માટે ધીકતો ધંધો પાછળ છોડી જવાનું. કોઈનું ધ્યેય હોય છે દીકરા દીકરીને પોતાની મનમાનતી જગાએ પરણાવી નિરાંતનો દમ ખેંચવાનું. કેટલાક એવા ય છે જેઓ યાત્રાનાં ધામમાં ભમતા રહેવાનું જ ધ્યેય ધરાવે છે. ઘણાં ખરાં માનવી તો તેમની દૃષ્ટિએ ઉત્તમોત્તમ હોય એવાં પકવાન્ન, મિષ્ટાન્ન, ફરસાણ, રાયતાં ઈત્યાદિ ખાતા રહેવાનું ધ્યેય ધરાવતાં હોય છે. કેટલાકનું ધ્યેય હોય છે તેમની નાતના પટેલ થઇ પડવાનું.

અસંખ્ય માણસોનું ધ્યેય હોય છે ગમે તે રીતે કમાવું, મઝા કરવી અને ધાર્મિક લેખાતી સંસ્થાઓમાં થોડી થોડી રકમ દાનમાં દેતા રહેવાનું.

ઘણાં માણસો રાષ્ટ્રસેવાનું અથવા તો સાહિત્યભક્તિનું ધ્યેય મુદ્દાં ધરાવતા હોય છે. કેટલાક એવાં પણ છે, જેઓ રાષ્ટ્રસેવા ઉપરાંત દેશનાં માનવીઓ ઉન્નત બને એવા ભગીરથ કાર્યો પાછળ તપોનિષ્ઠા વેરતાં હોય છે.

હંસાબહેન આવાં જ માનવદેવોમાંના એક છે. માનવી માત્ર રાજી થવા જેવી વાત તો એ છે કે એમના જીવનસાથી ડૉ. જીવરાજ મહેતા એમના મુખ્ય ધ્યેયમાર્ગે એક બન્યા છે. બંને એક માર્ગના પ્રવાસીઓ છે. એથી જ વડોદરાની મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠ ઉભી કરવા પાછળ બંનેએ પોતપોતાની તપોનિષ્ઠા અર્પણ કરી છે.

એ દંપતીએ આ વિદ્યાપીઠ માટે ભેખ લીધો હતો, એમ કહેવું ય ખોટું નથી.

આ વિદ્યાપીઠના વિસ્તારની પ્રદક્ષિણા કરી આવનારાઓને તત્કાળ જણાઈ આવે છે કે તેઓ સંસ્કાર–ઘડતર થાય છે ત્યાં જઈ આવવા ભાગ્યશાળી થયાં છે. આ વિદ્યાપીઠ ગુજરાતના સાંસ્કૃતિક જીવનને સમૃદ્ધિ પીરસવાનું પુણ્યશીલ કાર્ય કર્યે જાય છે. આ વિદ્યાપીઠ પોતાના આંગણામાં દેશવિદેશની ખ્યાતનામ વ્યક્તિઓને પ્રેમભર્યાં

નિમંત્રણો આપી બોલાવતી જ રહી છે. ભારતીય વિજ્ઞાન પરિષદ જેવી પરિષદ ભરી જનતાની રહીસહી જડતાને ચૈતન્યમાં ફેરવવાના પ્રયાસો આદરતી રહી છે.

વડોદરાની 'જ્ઞાનગંગા'ના 'ભગીરથ' રાજર્ષિ સયાજીરાવ આ વિદ્યાપીઠના પ્રેરક હતા.

વિદ્યાપીઠના બ્રહ્મા તો છે હંસાબહેન. વિષ્ણુ રહ્યાં છે હંસાબહેન.

બ્રહ્મા ઘડતર કરે છે. વિષ્ણુ પાલન કરે છે. વિદ્યાપીઠના ઘડતર તેમજ પાલન બંનેમાં ડો. મહેતાનો પણ બરોબર અર્ધો હિસ્સો છે. અને હોય એમાં એમની વિશેષતા શી ? ન્યૂનતા શી ?

પ્રો. વા. ચે. શ્રી. ચતુરભાઈ પટેલને પણ ભૂલી શકાય તેમ નથી. મહેતા દંપતીને તેમણે આ કાર્યમાં આપેલો સહકાર ગણનાપાત્ર છે.

સને ૧૯૫૫ માં વડોદરા ખાતે "ઈન્ડીઅન સાયન્સ કોંગ્રેસ"નું ૪૨ મુ અધિવેશન ભરાયું હતું. એ પ્રસંગે 'સોવેનેર વોલ્યુમ'માં પ્રો. સી. એમ. શુકલે વિદ્યાપીઠ અંગે ઉલ્લેખ કર્યો હતો જે નીચે પ્રમાણે છે.

Within a short period of five years the University of Baroda has succeeded in creating a Campus, the constituents of which are both physically and mentally close to one another. To strengthen this oneness and to link up the past with the present and the present with the future, the University has recently organised an Alumni Association whose range of membership is comprehensive enough to include even the students of the former Collegiate institutiens of the Baroda state.

* * *

Another remarkable feature of the Baroda

University is its anxiety to keep pace with time without sacrificing any of its inheritance. Any casual observer is sure to be struck with the synthesis of the new and the old evolved in the University. The older traditional courses of study operate side by side with the newer courses introduced in response to the needs of the moment. As a matter of fact, the University of Baroda has caught time by the forelock in many respects. Its Fine Arts, Home Science and Social Work Faculties have been cited outside as examples of the sagacity of its adminstrators.

When, one takes stock of the work of the University of Baroda, one is naturally struck with the multipliciy of its activities and the constancy of its purpose and application. There is much here to impress even a stray visitor, much more still to satisfy those who are in the University.

*   *   *

વિશ્વ ! તારે ચોપડે, ઊઘડયું પાનું એક,
શિક્ષણ કાજે હોય છે ત્યાગતણા અભિષેક.
સ્થાપત્યો સર્જાયાં ને અંતમાં મળી ગયાં.
યાદ નાલંદા ને તક્ષશીલાનાં નામો રહી ગયાં.
દશકા ને પચ્ચાશી તો શું શતકો ચાલ્યાં જશે,
પણ શિક્ષણ ને સંસ્કાર તો જુગનાં વંદન ઝીલશે.

*

## ૧૭. પદ્મભૂષણ હંસાબહેન

૨૯–૧–૧૯૫૯ ના પ્રજાસત્તાક દિને ( Republic Day ) દિલ્હીમાં રાષ્ટ્રપતિ ભવનના દરબાર હોલમાં ઝુમ્મરો ઝળહળ્યાં. એના આરસે અજવાળા ફેંકવા માંડયાં અને ભારતભરની વિશિષ્ટ સેવા આપનારને બિરદાવવા ખિતાબો અને પદવીઓની લહાણ થઈ.

ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઘડવામાં, ભારતીય સંસ્કૃતિનું પ્રસારણ કરવામાં, શિક્ષણક્ષેત્રે અપાયેલી અનન્ય સેવા, અને જનતા જનાર્દનના હિત માટે બજાવેલી વિશાળ કામગીરીને લક્ષ્યમાં રાખી પ્રજાસત્તાક દિને ભારતીય સરકારે ગુજરાતના ફિલસૂફ અને સમાજ-સેવિકા શ્રીમતી હંસાબહેનને " પદ્મભૂષણ "નો માનભર્યો ઈલ્કાબ આપી રાજ્ય સન્માન કર્યું.

સને ૧૯૫૮ માં રાષ્ટ્રપતિ ભવનમાં "યુનો"ની મહાસભાનો રાજદંડ ધારણ કરી ચૂકનાર શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત અને ઉત્તર પ્રદેશના નરમ કિસાન નત્થીસિંગને પણ ખિતાબોથી નવાજવામાં આવ્યા હતા. કલાકાર અશોકકુમારથી માંડીને મોહન બાગાના વિખ્યાત ફુટબોલકાર અને ટેબલ ટેનીસના આંતરરાષ્ટ્રીય વિજય કૃષ્ણનનો પણ આમાં સમાવેશ થએલો.

કેળવણીક્ષેત્રે હંસાબહેનની સેવાવર્ષાની માત્ર સરકારે કદર કરી છે એમ નથી. મુંબઈની વિવિધ સંસ્થાઓએ પણ એમનું બહુમાન કર્યું છે.

ગુજરાતી નાટ્યમંડળ, ઇન્ડીયન નેશનલ થીએટર, મુંબઈ લેખક મિલન, ફાર્બસ ગુજરાતી સાહિત્ય સભા, ભારતીય વિદ્યાભવન, રંગભૂમિ, શ્રી દેવકરણ નાનજી કલ્ચરલ સર્કલ, શ્રી દેશી નાટક સમાજ,

શ્રી લક્ષ્મી કલાકેન્દ્ર વગેરે સંસ્થાઓએ એકત્ર થઈ તા. ૪–૪–૫૯ ના રોજ સયાજીરાવ યુનિવર્સિટીના ભૂતપૂર્વ ઉપકુલપતિ (વાઈસ-ચાન્સેલર) શ્રી હંસાબહેન મહેતાનું સન્માન કરવા એક જાહેર સમારંભ ભારતીય વિદ્યાભવનમાં યોજ્યો હતો.

એ સમારંભનું પ્રમુખસ્થાન મુંબઇ હાઇકોર્ટના નિવૃત્ત જજ શ્રી હરસિદ્ધભાઇ દિવેટિયાએ લીધું હતું. એમણે, હંસાબહેને જાહેર તેમજ સાંસ્કૃતિક ક્ષેત્રે બજાવેલી વિવિધ સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે શ્રી હંસાબહેનના લોહીમાં મુત્સદ્દીગીરી છે. તેઓ ખાનદાન અને સંસ્કારી કુટુંબમાંથી આવે છે.

શ્રી જ્યોતીન્દ્ર દવેએ કહ્યું હતું કે હંસાબહેનના સન્માનથી ગુજરાતનું ગૌરવ વધ્યું છે. તેમણે સાહિત્યક્ષેત્રમાં સારો ફાળો આપ્યો છે.

શ્રી હંસાબહેને વળતો જવાબ આપતાં જણાવ્યું; 'મને સરકારે જે માન આપ્યું છે તે બહેનો અને બાળકો માટેની મારી કામગીરી અંગે મળ્યું છે. જો કે આવા માનની કિંમત કેટલી હોય છે તે આપણે જાણીએ છીએ; છતાં તમે મારા આનંદમાં ભાગ લો છો તે માટે હું તમારો આભાર માનું છું.'

વડોદરાની વિવિધ સંસ્થાઓ તરફથી તા. ૨૧ મી મે ૧૯૫૯ ના રોજ અપાયેલા માનપત્ર વખતે શ્રીમંત મહારાણી માતુશ્રી શાંતાદેવીએ હંસાબહેનનું સન્માન કર્યું હતું અને જણાવ્યું હતું કે ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઘડવામાં એમણે શૈક્ષણિક, સામાજિક અને સ્ત્રી ઉત્કર્ષની અસ્ખલિત તથા અવિરત સેવાઓ કરી છે. શ્રીમંત મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનાં ઉપકુલપતિ તરીકે એમણે આ યુનિવર્સિટીને અદ્યતન વિશ્વવિદ્યાલય બનાવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે. તેઓ કર્મપ્રધાન છે એટલું જ નહિ પરંતુ શેકસપિયરના નાટકોનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરીને તેમજ રામાયણનું પણ ગુજરાતી ભાષામાં સમશ્લોકી પદ્યાનુવાદ કરીને ગુજરાતી ભાષાને અલંકૃત કરી છે. એમણે પરદેશમાં પરિભ્રમણો કરી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો સુમેળ

સાધી દેશને કિંમતી અને હિતકર સેવાઓ આપી છે. આવાં દેશના વિવિધ ક્ષેત્રે સેવા કરી રહેલાં આપણાં હંસાબહેનની ભારત સરકારે કદર કરી તેમને "પદ્મભૂષણ"નો માનવંતો ઇલકાબ એનાયત કર્યો છે તે આપણા માટે ગૌરવનો વિષય છે.

સન્માનનો જવાબ આપતાં હંસાબહેને જણાવ્યું: 'સહકાર વિના કોઇ કાર્ય એકલા હાથે સંભવિત નથી અને આથી મારા કાર્યને દીપાવવામાં બીજા અનેકનો ફાળો છે. એટલે આ બધો યશ તો મારા સહકાર્યકરોને ફાળે જાય છે.'

કોઇ નિખાલસ વ્યક્તિ જ આમ કહી શકે. શ્રીમતી હંસાબહેનની નિખાલસતાનું આ દૃષ્ટાન્ત છે.

૧૯૫૮ માં અમદાવાદ અને ૧૯૫૯ માં વડોદરા વિદ્યાપીઠોએ તેમને ડી. લીટ. ની માનદ પદવી એનાયત કરી બહુમાન કર્યું છે.

*

## ૧૮. વ્યક્તિત્વ અને સ્વભાવ

ત્યાં છે પ્રતિભા જ્યહિં શીશ ઝૂકે,
એકાદ શબ્દે સૂચના અનેક,
વાણી મધૂરી શ્રવવા મળે છે,
શાન્તિ વસી છે જગની અપૂર્વ.
સ્તુતિ ન પોતા તણી વ્યર્થ ઇચ્છે,
ચર્ચા કરે છે બહુ ઊંડી દૃષ્ટિ,
આઘાં બધાથી વસતાં જણાયે;
કિન્તુ વસે છે સહુની જ વચ્ચે;
જ્ઞાનેન્દુનું આભ વિશાળ હોય;
મેં તો નિહાળ્યાં સખિ જ્ઞાનભક્તિ.

આમ તો હું એમને કેટલાંય વર્ષોથી ઓળખું છું. પણ મને તો તે છેલ્લાં ત્રણ ચાર વર્ષથી જ ઓળખે છે. અને તે પણ મુંબઇમાં મેં એમની મુલાકાત લીધી ત્યારથી જ.

એ સમયે ડૉ. જીવરાજ મહેતા દ્વિભાષી મુંબઈ રાજ્યના નાણાંમંત્રી હતા.

હંસાબહેનને મળવા અગાઉ હું ડૉક્ટર સાહેબને પણ મુંબઈમાં ચાર-પાંચ વખત મળ્યો હતો.

મારી ઇચ્છા હતી એમનું જીવનચરિત્ર લખવાની.

ગુજરાતી સાહિત્યમાં જીવનચરિત્રોના ગ્રન્થો ગણ્યા ગાંઠ્યા છે, એમાંય ગુજરાતમાં અપૂર્વ નેતૃત્વ ઉપસ્થિત કરનારાં નરનારીઓના ચરિત્રગ્રન્થો તો શોધ્યા જડતા નથી.

ગુજરાતની સ્ત્રીશક્તિ પ્રત્યે મારી દૃષ્ટિ પ્રસર્યા જ કરતી. હંસાબહેનના જીવનના શૌર્યભરપૂર પ્રસંગો ઘણી વાર મારા ઘણા વિદ્વાન મિત્રોએ મને કહ્યા હતા; અખબારોમાં પણ મેં વાંચ્યા હતા.

એક પત્રકાર–મિત્ર મને કહેતા : 'વિશાળ બુદ્ધિ, જ્વલંત રાષ્ટ્ર પ્રેમ, કેળવણી પ્રત્યેની અનન્ય ભક્તિ, લલિતકલાનો નાદ, અને સંસ્કારનું સાચું દર્શન–આ બધું હંસાબહેનમાં જોવા મળશે.'

પહેલી જ મુલાકાતમાં મેં એમનો સ્વભાવ પારખ્યો. અરે, એ તો બહુ ઓછું બોલનારાં. બોલે એક નાનકડું વાક્ય; પણ એમાં તો એમણે કેટલુંય કહી દીધું હોય.

બેએક મુલાકાતો પછી મને સમજાયું કે તેમના સ્વભાવમાં વિનમ્રતા સાથે વિવેક જડાઇ ગયો છે.

મને એ પણ જણાઇ આવ્યું કે મહાન કવિઓએ જેને મિત્ર માની છે, તે શાન્તિ જોડે તો એમને ગાઢ મૈત્રી છે.

એમના પુત્રવધુ એક અમેરિકન ડૉક્ટરનાં પુત્રી છે. એક દિવસે અમારી હાજરીમાં એમણે એમના ફોટાનું આલ્બમ મંગાવવા શ્રીમતી પેજને હાંક પાડી બોલાવ્યાં. શ્રીમતી પેજ મહેતા તત્કાળ હાજર થયાં; ને આલ્બમ લાવવાનું એમને જણાવવામાં આવ્યું. થોડીવારમાં તો તે આલ્બમ લાવ્યાં, ને તે હંસાબહેનને આપી જતા રહ્યાં.

આ પ્રસંગની મેં બારીકાઈથી સમાલોચના કરી હતી. સાસુ વહુનું સાચું સંસ્કારચિત્ર મેં જોયું હોય એમ મને જણાયું. વિશ્વ-સમસ્તમાં કુટુંબભાવના છે. વિશ્વસમસ્તમાં આજ્ઞા છે ને એનું પાલન સુદ્ધાં છે.

આજ્ઞાના પણ બે પ્રકાર છે એક કઠોર અને બીજો મધુર. આજ્ઞાપાલન પણ બે પ્રકારના છે. એક જડતાભર્યું અને બીજું ચેતન-શીલ. જડ આજ્ઞાપાલન કોઇ પણ પ્રકારનો ભાવ પ્રકટ કરતું નથી અને ચેતનશીલ આજ્ઞાપાલન ખુશી તેમજ નાખુશી બેમાંથી એક જ પ્રકટ કરે છે.

આજ્ઞાનો પ્રકાર મધુર હોય છે, તે સમયે એનું જડતાભર્યું પાલન હર્ષથી નીતરતું હોય છે.

મને અહીં સ્વભાવદર્શન થયાં.

સ્વભાવદર્શનમાં ઘમંડની માત્રા સરખીય ન હતી. સમાનતાની મીઠી મુરલી જ એ સ્વભાવદર્શનમાં નીરવ વગડતી હતી.

હંસાબહેનને મેં જેટલી વાર જોયાં તેટલી વાર એમના સ્વભાવમાં એક સરખી શાન્તિ નીતરતી જોઈ.

એમ કહેવાય છે કે નાનપણમાં તે હઠીલાં હતાં. આ વાત તદ્દન સાચી હોવી જોઇએ. કેમકે શાન્ત સ્વભાવનાં માણસો બહુ હઠીલાં હોય છે. હંસાબહેનના જીવનસમરતમાં હઠ છલકાતી રહી છે. એમણે વિશ્વ-વિદ્યાલય ઊભું કરવાની હઠ લીધેલી. ને એ પૂરીય કરી.

એમનામાં એમનું વ્યક્તિત્વ છે. એમ કહેવાય છે કે સ્ત્રીને સ્વતંત્ર વ્યક્તિત્વ હોતું જ નથી. પણ હું તેમાં ભારોભાર અસત્ય અનુભવતો રહ્યો છું.

જગતમાં અસંખ્ય પુરુષો વ્યક્તિત્વ વગરનાં છે. એ રીતે સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં વ્યક્તિત્વ વિનાની છે એમ કહેવું હજીયે બુદ્ધિ ભર્યું.

સ્ત્રી માટેની આપણી છેલ્લી માન્યતા ઉતાવળી છે. એ માન્યતા પાછળ મહામૂર્ખાઓના મતોનું એકીકરણ છે.

કોઈ એક અમંગલ યુગમાં સ્ત્રી માટે માની લેવાયું કે એ પુરુષની છાયા છે; સ્વતંત્ર તેજરાશિ નથી. અને તે સમયથી એ પ્રચાર થતો જ રહ્યો. પરિણામ એ આવ્યું કે કેટલાંક વર્ષોથી તો સ્ત્રીઓ પણ તેમને પુરુષની છાયા માનતી થઇ ગઇ.

આ માન્યતાનો બળવાન પ્રચાર રાજા શ્વેતકેતુના સમયમાં થયો. તે કાળે ભારત દેશ પ્રગતિના શિખરે હતો. જે સ્થિતિ આજે આપણે અમેરિકા, ઇંગ્લાંડ, રશિયા, ફ્રાન્સ વગેરે દેશોમાં જોઇ રહ્યા છીએ તેનાથી પણ બે કદમ આગળ પ્રગતિપંથે ભારતદેશે કૂચ કરી હતી.

'સ્ત્રીએ લગ્ન કરવાં જોઇએ' આ મતલબ વ્યક્ત કરતો કાયદો શ્વેતકેતુના રાજઅમલમાં નિર્માણ થયો.

વિદ્વાન સમાજશાસ્ત્રીઓએ ઐચ્છિક સ્ત્રીધર્મ અને પુરુષધર્મ ઉભા કર્યા.

સ્ત્રીઓને ફાળે આવી 'પતિભક્તિ'. પુરુષના ફાળે આવી 'પત્નીભક્તિ'. પતિ પત્નીનો અને પત્ની પતિની–આ જાતની એકતા સમાજશાસ્ત્રીઓએ સ્વીકારવી પડી. પતિની માને પત્નીએ મા સ્વરુપે નિરખવા માંડી. પત્નીની માતાને પતિએ પૂજ્ય ગણવા માડી. આ પ્રમાણે પરસ્પરમાં સમાજે ઐક્યને સ્નેહથી સિંચ્યાં.

ઐક્યની ધરી પરથી કોઇ યુગમાં પુરુષ હટી ગયો. પણ સ્ત્રી અડગ રહી. પુરુષ પત્નીને સેવા આપતો બંધ થયો. પત્ની પતિને અધિક સેવા આપતી રહી. સમાજે ઉભા કરેલા વિશ્વાસને અંતઃકરણથી વળગી રહેલી પત્નીએ પતિની ભૂલ પ્રત્યે માત્ર ક્ષમ્ય નજરે નહિ; પ્રેમભરી ઉદાર આંખે જોવા માંડ્યું. પુરુષે સ્ત્રીની ઉદાર દષ્ટિનો લાભ જ લીધો.

પુરુષ પત્નીને પોતાની થાપણ માનવા લાગ્યો. સ્ત્રી રક્ષિતા મનાવવા માંડી. પોતાનુ ધાર્યું કરનારી સ્ત્રી સ્વચ્છંદી લેખાતી થઇ. કાળ જતો ગયો તેમ તેમ સ્ત્રીની આજુબાજુના સામાજિક બંધનો વધારે ને વધારે મજબૂત બનતાં ગયાં. ક્યાંક સ્ત્રીને લાજના નામે ઘૂમટો આવ્યો. ક્યાંકથી આવ્યો પડદો.

આશ્ચર્ય તો એ છે કે છેલ્લા બે હજાર વર્ષોથી ભારતનાં લોકો રાજકીય ગુલામીમાં જીવવાની ટેવ પાડતા રહ્યાં તેમ સ્ત્રીઓ સમય જતાં સુવર્ણ અને ઝવેરાતથી મઢેલી પુતળીનું રુપ લેતી થઇ ગઈ.

આ પ્રમાણે સ્ત્રીઓનું સ્વાયત્ત પુરુષની ઇચ્છામાં વિલીન થઇ ગયું.

ભૂગોળ બદલાતી રહી છે. ઇતિહાસ બદલાતા રહ્યા છે. સંસ્કાર અને યુગધર્મ સુદ્ધાં પલટાયાં છે. અન્ધકારદળ અને ઓજસ વચ્ચે જુગજુગથી દ્વંદ્વ ચાલતાં જ આવ્યાં છે.

સમાજરચના, રાષ્ટ્રસ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યની સ્થિતિ ઘણી વાર અંધકારમાં ડૂબી છે. અનેક વાર એ અંધકારનો નાશ કરનારી જ્યોતિ પ્રકટ થઇ છે.

યુગે યુગે અન્ધકાર ફેલાયો છે ને જ્યોતિ યે પ્રકટ થઈ છે.

છેલ્લા ત્રણ–ચાર દશકમાં અનેક સ્ત્રીઓએ વ્યક્તિત્વ પ્રાપ્ત કર્યું છે.

આ ગ્રન્થનાં ચરિત્રનાયિકાએ એમના જીવનના વિવિધ પ્રસંગે વિવિધતા ભરેલું વ્યક્તિત્વ પ્રકટાવ્યું છે.

રાષ્ટ્રની સ્વતંત્રતા માટેની લડાઇમાં જ્યારે જ્યારે હંસાબહેને ઝંપલાવ્યું છે ને નેતૃત્વ હસ્તગત કર્યું છે તે પ્રત્યેક પ્રસંગે પોલીસના અચ્છા અચ્છા અધિકારીઓને પણ એમના વ્યક્તિત્વથી અંજાઇ ગયેલા મેં મુંબઇમાં જોયા છે.

અસંખ્ય જનગણ વચ્ચે વ્યાખ્યાનપીઠ પરથી વકતૃત્વકલા સાથે અસ્મિતા પ્રસારતાં હંસાબહેનને જોઇ અનેક બહેનોએ વ્યક્તિત્વ પ્રાપ્ત કરવાની તપશ્ચર્યા આરંભી છે.

વિરોધીઓને ડામનારાંમાં ય વ્યક્તિત્વ હોય છે. એમને પોતાના પક્ષમાં ખેંચી લાવનારાં ય હોય છે.

હંસાબહેને કેળવેલું એમનું વ્યક્તિત્વ જોઈ એમના પ્રત્યે આદરભાવ પ્રકટે છે.

જૂનવાણી વિચારનાં સ્ત્રી પુરુષો ગૃહસ્વામિનીને ઉચ્ચતમ સ્ત્રીત્વ માને છે.

સાવ નવા વિચારનાં સ્ત્રી પુરુષો સામાજિકક્ષેત્રે ક્રાન્તિકર બનેલા સ્ત્રીત્વને ઉચ્ચતમ માને છે.

રાષ્ટ્રીય ક્ષેત્રે તો જૂના કે નવા વિચાર વચ્ચેનો ભેદ નડતર બનતો નથી.

શૈક્ષણિક ક્ષેત્રે તો મહત્ત્વનાં મતભેદ ટકતાં નથી.

સ્ત્રીનું પતિવ્રત અને પુરુષનું પત્નીવ્રત આ મહાન શીલ-ધર્મ લેખાયાં છે. જાતીયશાસ્ત્રના નિયમોની દૃષ્ટિએ પતિવ્રત અને પત્નીવ્રત બન્નેનું મૂળ છે પ્રેમભાવના.

લગ્ન પૂર્વે તે જન્મે છે ને લગ્ન પછી પણ. કઇ ચલિત અને કઈ અચલિત તે કહેવું કઠિન છે. પણ જે અચલિત બને છે તે પ્રેમ ભાવના જ પત્નીવ્રત અર્થાત્ પતિભક્તિ આ બન્ને શીલ ઉપસ્થિત કરે છે.

ગુજરાતમાં છેલ્લા ચાર દશકામાં કેટલાંક પ્રેમભાવનાથી શીલ પામેલાં દંપતિના પરિચયમાં હું આવ્યો છું. એમાંનું એક જોડું તે આ મહેતા દંપતી છે. આ દંપતી શિક્ષણનાં તપસ્વિ તપસ્વીની લેખે વિશાળ સમુદાયમાં ઘણા વર્ષોથી પ્રતિષ્ઠા પામ્યાં છે.

આ છે એમનાં અલગ અલગ છતાં એક બનેલાં સ્વતંત્ર વ્યક્તિત્વનું અદ્દભુત અને અનુકરણીય એકીકરણ.

આર્યત્વના ઓજસથી ઝગઝગતું હંસાબહેનનું વ્યક્તિત્વ દેશ વિદેશે ચમકી ઊઠ્યું છે. પરદેશોમાં ભારતીય સન્નારીઓ માટે એવી માન્યતા પ્રચલિત હતી કે તેઓ ઘૂમટામાં મોં છુપાવનારી અને પડદામાં રહેનારી કઠપુતળીઓ છે. આ માન્યતા હવે તો અનેક બહેનોએ દૂર કરવા માંડી છે. હંસાબહેન પણ એ બહેનોમાંનાં એક છે.

હંસાબહેને લોક-કલ્યાણ અર્થે તપોનિષ્ઠાયુક્ત કાર્ય કર્યું ન હોત તો દેશની નારી જાતિના ઉત્કર્ષ માટે જે વિસ્મયજનક કામ થઈ રહ્યાં છે તે થતાં હોત કે કેમ?

હિન્દુસ્થાને છેલ્લા કેટલાક સમયથી કર્તવ્યના નવા પ્રકાશ પ્રસારતી મહિલાઓ ઉત્પન્ન કરી છે. એ સત્ય જ્યારે આપણી સામે આવી ઊભું રહે છે તે સમયે સરોજિની નાયડુ, કમલા નહેરૂ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય, કસ્તુરબા ગાંધી, વિજ્યાલક્ષ્મી પંડિત, ઇન્દિરા ગાંધી, આ નામ સ્મરણે ચઢે છે. નારીરત્નો સાથે હંસાબહેનનું ચિત્ર પણ આપણી સામે ખડું થાય છે.

એમણે પોતાના દેશમાં તો પોતાની કારકિર્દીને જ્વલંત બનાવી પણ પરદેશોમાં ય એમણે ભારતીય નારીનું જગતને વિસ્મિત કરી મૂકે તેવું પ્રતીક બની દેખાડયું.

ડૉ. જીવરાજ મહેતાએ બ્રિટિશ સરકાર તરફથી મળેલા જે. પી. ના ખિતાબને પાછો વાળ્યો હતો ને હંસાબહેને પણ તે ખિતાબ 'Return with thanks' ઉપકાર સાથે પરત કરી દીધો હતો.

ગુજરાતી મહિલા સહકારી મંડળ, મુંબઇ વિદ્યાપીઠ, ગુજરાતી ·શિક્ષણસભા, નાથીબાઇ દામોદર મહિલા વિદ્યાપીઠ, મુંબઇ પ્રાન્તીય હરિજન સેવક સંઘ વગેરેનાં પ્રગતિ અને પ્રતિષ્ઠામાં એમણે અગ્રિમ ફાળો આપ્યો છે.

'નર્મદની ગુજરાત દોહ્યલી રે જીવવીઃ
ગાંધીજીની ગુજરાત કપરી જીરવવી.'

આ બન્ને દોહ્યલી–કપરી વસ્તુઓને હંસાબહેને જીવી જીરવી બતાવી છે.

કોઇ પણ પ્રણાલિકા તેના આરંભ સમયે તો લોકકલ્યાણકારી હોય છે જ. પણ સમય જતાં એની એ પ્રણાલિકા લોકોનું અહિત કરનારી બને છે. આ સત્ય પ્રત્યે લોકોનો એક સમૂહ અભ્યાસભરી નજરે જોવાની દરકાર કરતો નથી; તેમ કરવાને બદલે અહિતકર પ્રણાલિકાના પાલનના દુરાગ્રહનું જ પાલન કર્યે જાય છે. આવા સમૂહ સામે નર્મદે માથું ઊંચકવાનું હતું; ને એણે ઊંચકયું. હંસાબહેને પણ આંતરવર્ણીય લગ્ન કર્યાં હતાં, તે એવા જ સમૂહની સામે માથું ઊંચકીને. આ ઘટના આ ગ્રન્થમાં કહેવાઇ ગઇ છે.

ગાંધીયુગના ગુજરાતમાં હિંસા અને અહિંસા વચ્ચે સંગ્રામ દેખાતો. ગાંધીજીના સિદ્ધાંત પ્રમાણે તો એના અનુયાયીએ અહિંસક વર્તન રાખવું પડતું. અહિંસક જીવન જીવવું કેટલું કઠિન છે?

વડોદરાની મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠની સ્થાપના કરવામાં

પણ અનેક મુશ્કેલીઓ વચ્ચેથી હંસાબહેનને પસાર થવું પડયું છે. એ બધી મુશ્કેલીઓ એમણે અહિંસક મનોવૃત્તિ રાખીને વેઠવી પડી છે.

એમના વિચારોમાં આજે ય અહિંસા જ રાજ્ય કરે છે. રાજકીય, સામાજિક, ધાર્મિક, કે શૈક્ષણિક માર્ગે એમનાથી તદ્દન ઉલટો મત ધરાવનારાઓ પ્રત્યે પણ તિરસ્કૃત નજરે જોતાં નથી.

પરદેશની યાત્રાઓ એમણે વારંવાર કરી છે. દરેક યાત્રા વખતે પરદેશમાં એમણે ભારતવર્ષનો સાચો ચિતાર આપતા રહેવાની કોશીશ કરી છે.

સદાય પ્રવૃત્તિમય

नमस्यामो देवान्ननु हतविधेस्तेऽपि वशगा
विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः।
फलं कर्मायत्तं किममरगणैः किञ्च विधिना
नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥

વંદી સુરોને મન તું રહ્યું કાં ?
સુરો બધાએ વશ છે વિધિને,
એથી જ બ્રહ્મા તણું નામ લે તું,
બ્રહ્મા ય તાબે સખિ કર્મને છે,
શાકાજ તારે નમવું વિધિને ?
કર્મો જ બ્રહ્મા ભજ કર્મને તું.

જગતની અનેક મહાન વ્યક્તિઓ કર્મને જ પ્રાધાન્ય આપતી ગઈ છે.

આપણાં હંસાબહેન 'કામપૂરતું બોલવું ને કામ કર્યે જવું' એ સૂત્રમાં માને છે.

'થોડું કરો પણ સારું કરો' આવું કહેવાનો ધ્વનિ એમની પર્મંદગીની વસ્તુઓમાં છુપાયો હોય છે.

અંગ્રેજીમાં એક શબ્દ છે 'snob'. બહુ ઓછી સાક્ષર વ્યક્તિઓ 'સ્નોબ'ની છાયાથી દૂર હોય છે. હંસાબહેનમાં એ છાયાનો અંશ સરખો ય નથી.

જગતમાં રાષ્ટ્રને ઉપયોગી અનેક પ્રવૃત્તિઓ છે. એમાંની ઘણી ખરી પ્રવૃત્તિઓમાં હંસાબહેન એમનો ફાળો આપતાં રહ્યાં છે. એમના પરિચયમાં આવેલાં અનેક મહાન બંધુ ભગિનીઓ કહે છે કે તેઓએ તેમને સદાય પ્રવૃત્તિમય જોયાં છે.

આધુનિક યુગમાં રાષ્ટ્રને જ નહિ; પણ માનવગણ માત્રને જે આદર્શશીલ આગેવાન નારીરત્નના જીવતા જાગતા, ચમત્કારવિહોણા અને વાસ્તવદર્શી જીવનચરિત્રની આવશ્યકતા છે તેના ઘણા અંશો હંસાબહેનમાં મૂર્તિમંત છે.

એ ભણ્યાં, ઉચ્ચ કેળવણીની પ્રાપ્તિ માટે વિદેશ ગયાં, વિદેશોમાં શિક્ષણપ્રવર્તક સંસ્થાઓનું એમણે નિરીક્ષણ કર્યું. દેશમાં વિનાશક બનેલા પ્રણાલિકાના બંધનોને નષ્ટ કરવાના ઉદ્દેશથી એમણે આંતરજ્ઞાતીય લગ્ન કર્યાં. ઉચ્ચ કક્ષાના 'ગૃહસ્વામિની' બની રહ્યાં. સંતાનોનું જતન કરતા રહી આદર્શ માતૃત્વને યશસ્વી કરતા રહ્યાં. રાષ્ટ્રના મુક્તિસંગ્રામમાં યાહોમ કૂદી પડયાં. સ્વદેશ અને વિદેશે પોતાની જન્મભૂમિ ભારતી સંબંધે જે નિંદનીય માન્યતાઓ ફાલતી હતી તે સર્વ દૂર થાય એવા યત્નો કરતા રહ્યાં. એક સામાન્ય સ્વયંસેવિકા તરીકે ય સેવા આપતા રહ્યાં ને નેતૃત્વ પ્રાપ્ત થતાં તેને ય દીપાવતાં રહ્યા.

આ બધું જે સ્ત્રીના જીવનમાં હજારો ને લાખો માણસોએ જોયું છે; તે સ્ત્રી જગતની આદર્શ નારી છે, એમ લખવા બોલવામાં અતિશયોક્તિ શી ?

હંસાબહેન એકાન્તપ્રિય છે. કેમકે એમનામાં કવિતાનું સર્જન છે.

એમને સ્વચ્છ અને સાદી રહેણી કરણી ગમે છે. કેમકે એમને આડંબર ગમતો નથી.

હંસાબહેન ખાદી પહેરે છે. કેમકે ખાદી હાથ ઉદ્યોગ છે ને એ ઉદ્યોગ પાછળ હજારો રાષ્ટ્રબાલકોનાં દાળ રોટલી છે.

એ પાંસઠ વર્ષ પૂરાં કરી ચુકયાં. સને ૧૯૬૨ ના જુલાઇ માસની ૩ જી તારીખે એટલે કે આજે એમણે છાસઠમા વર્ષમાં પ્રવેશ કર્યો.




[ ચોથી આવૃત્તિ છપાય છે.

મુંબઈ રાજ્ય એકાંકી નાટ્ય હરિફાઈમાં ઇનામને પાત્ર બનેલી નાટિકા—પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં સહેલાઈથી ભજવી શકાય એવી છે.

લેખક : મદન પરીખ

કિંમત રૂા. ૮–૭૫

*

શાળાના યુવકો માટે ઓછી મહેનતે દારૂબંધીનો સંદેશો લઇ જતી એકાંકી નાટિકા " તિલાંજલિ " આવકારને પાત્ર છે.

મધુકર રાંદેરિયા

* * *

દારૂ નિષેધની પ્રવૃત્તિ રાજકીય પ્રવૃત્તિ નથી. આપણા દેશમાં એ બિનપક્ષીય ધોરણે ચાલવી જરૂરી છે. એટલે એ પ્રવૃત્તિને પોષક સાહિત્ય પ્રસિદ્ધ થાય ત્યારે તેને સૌએ વધાવવું જોઇએ. આ નાટક એ પ્રવૃત્તિને પોષક છે. તેની ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે એ હકીકત તેની ઉપયોગીતાને સિદ્ધ કરનારી છે. અનેક પ્રયોગો દ્વારા તેની અભિનય ક્ષમતા પણ પૂરવાર થઈ છે.

પ્રભાત–અમદાવાદ

* * *

મદન પરીખ જેવા ઉગતા લેખકની કૃતિ " તિલાંજલિ "ના પ્રયત્નને આવકારતાં આનંદ થાય છે. દારૂબંધીનો વિષય લઇ લખાયેલી આ કૃતિ ગામડાંમાં ભજવી શકાય તેવી છે.

રાસકવિ, મૂળજીભાઈ શાહ

છપાઇ રહી છે.                                                                 બીજી આવૃત્તિ




ડૉ. જીવરાજ મહેતાનું જનતામાં દેવું મહાન અને મમતા ભર્યું સ્થાન છે તેનો પરિચય આપતો અનેક મંતવ્યો અને સંસ્મરણોથી ભરપૂર પ્રેરણાદાયી અને કર્તવ્ય દર્શન કરાવતો દળદાર અભિનંદન ગ્રંથ.

પાન ૧૭૦ ડેમી સાઈઝ

કિંમત રૂા. ૩-૫૦

સંપાદક :

**નૌતમકાન્ત સાહિત્યવિલાસી**

×    ×    ×

ડૉ. જીવરાજ કેવા બાહોશ રાજનીતિજ્ઞ છે, કેવા સજાગ વહીવટકર્તા છે. કેવા મુત્સદ્દી રાજપુરૂષ છે. કેવા સફળ ડૉક્ટર છે. તેઓ કેવા કર્મનિષ્ઠ છે. કેવા મિતભાષી છે, કેવા સેવાપરાયણ અને વાત્સલ્યમૂર્તિ છે એવું તેમનું વ્યક્તિત્વ જે અનેક તેજસ્વી અંશોથી સમૃદ્ધ છે તેનું અહીં હકીકતનિષ્ઠ દર્શન કરાવવામાં આવ્યું છે. આ દર્શન પ્રેરણાદાયી છે.

જન્મભૂમિ ૬-૩-૬૧

*    *    *

સામાજિક અને રાજકીય ક્ષેત્રે કામ કરતા સૌ કોઈ માટે "માનવતાનું પુષ્પ" એક ભોમિયાની ગરજ સારનારૂં બની રહે છે. આવું સારૂં પ્રકાશન બહાર પાડવા બદલ સંપાદક અને પ્રકાશક અભિનંદનના અધિકારી બને છે.

પુસ્તકાલયોની શોભા આવાં ચરિત્રપુષ્પો વિના અધૂરી જ ગણાય.

**પુસ્તકાલય, મે ૧૯૬૨**




અનેક દૃષ્ટિએ ઉપયોગી
પ્રકાશન

લેખક : મદન પરીખ
[ બી. એ. ]

કિંમત રૂા. ૧=૫૦

લેખકે આ પુસ્તકના લેખનમાં લીધેલો શ્રમ ઉગી નીકળ્યો છે. તેમણે બનતાં સુધી કવિના જીવન અને કવનને વફાદાર રહેવા ભગીરથ પ્રયત્ન કર્યો છે.

લેખકની શૈલી પણ સરળ અને પ્રવાહી હોવાથી તેમ જ લેખકે કવિવરને લગતા અન્ય લબ્ધપુસ્તકોમાંથી આ સામગ્રી ભેગી કરેલી હોવાથી લેખક કવિના જીવનમાં ઉંડા ઉતરી શકયા છે અને અભ્યાસીની રીતે ન્યાય આપી શકયા છે. લોકસત્તા

× × ×

કવિશ્રીના જીવનને વિશ્વકવિ બનાવનારાં તત્ત્વો અને પ્રસંગે તેમજ ગુજરાતની દૃષ્ટિએ વિશ્વકવિ ગુરુદેવ વિષે જાણવા જેવી બધી જ બાબતો સંગ્રહવામાં સંપાદક સફળ થયા છે એમ કહેવું જરાય અતિશયોક્તિવાળું નહિં ગણાય. સ્વતંત્ર-સર્જન

× × ×

કવિ અંગે તેમનો શૈશવકાળ, યુવાવસ્થા, તેમ જ સાહિત્યિક જીવનના વિવિધ પાસાંઓની રજુઆત થઇ છે. શાળાઓ, મંડળો, અને વિદ્યાર્થીઓએ પુસ્તક વસાવવા જેવું છે. —લોકમત